# કંકાવટી

[ગુજરાતની વ્રતકથાઓ]



સંપાદક : ઝવેરચંદ મેઘાણી

# કંકાવટી

એનો અસલ શબ્દ છે કુમકુમવટી. આપણાં તમામ વ્રતોમાં એ મંગલ પાત્ર અગ્રસ્થાન દીપાવે છે. લાલ લાલ કંકુના ચાંદલા, સુંદર સાથીઆ અને અન્ય મંગલ આકૃતિઓ એ કંકાવટીમાંથી ઝરે છે.

પ્રત્યેક અરૂણોદયે પૂર્વ દિશામાંથી આવતી અને જાણે કે પોતાની ગેબી કંકાવટીમાંથી મંગલ શકૂનોનાં છાંટણાં દેતી ઉષાકુમારીને આર્ય કુમારિકા નિરખે છે. નિરખીને પોતે પણ નાની કંકાવટી લઇ પ્રત્યેક પ્રભાતે નીકળી પડે છે. ઘરોઘરનાં પાડોસીઓને, સૂઇને ઉઠતી સૈયરોને, સામી મળતી ગાયને,

માન ઉભેલા પીપળાને, સ્થાવર વા જંગમ પ્રત્યેક જીવને, જેટલાને બને તેટલાને ચાંદલા કરતી કરતી એ મંગલા શકુનોજ વરસાવે છે.

નાની નાની એ શકુનદાત્રીનું આ પહેલવહેલું સાદું વ્રત: અને પ્રૌઢા સીમન્તિનીનું છેલ્લામાં છેલ્લું ગંભીર વ્રત: બન્નેમાં રમે છે કંકાવટી. આદિથી અંત સુધીની એ બ્હેનપણી: આર્યત્વના ઉદાર કલા-સંસ્કારનું એક રમ્ય આવિષ્કરણ: જીવન્ત એક કાવ્ય: વાહ કંકાવટી! તને કોણે સરજી? ક્યારે સરજી? ને કોણે અદૃશ્ય કરી મૂકી?







વરસ રે વાદળી,
વીરના ખેતરમાં !

બંટીનું ઢેબરૂ
બેનના પેટમાં !

ભાઇના ઘરના બંટીના
ઢેબરાથી પણ પ્રસન્ન થઇ
આવી દુવાઓ વરસાવનારી
વ્રતધારિણી બ્હેનો !
તમને અર્પણ.

# ઉદ્દેશ અને આભાર

જે ડોસી પુરાણ આજે પાખંડમાં પરિણમ્યું છે, તેનાં હિમાયત કે ધાર્મિકપ્રચાર ખાતર આ સંગ્રહ નથી.

આ બધું તો શુદ્ધ કંઠસ્થ લોકસાહિત્યની સંશોધનદષ્ટિએ જ સંઘરાયું છે. કેમકે એ સાહિત્યની અંદર આપણા સામાજિક ઇતિહાસનાં પગલાં પડેલાં છે. એ ધુળમાંથી આપણે તો સોનું જ ધમવાનું છે. નવા યુગના ચણતર કાજે, લઇ શકાય તેટલી સામગ્રી પણ આ ખંડિયેરમાંથી લેવાની છે.

શુદ્ધ, કશા પણ સેળભેળ વગરનું શુદ્ધ લોક-સાહિત્ય આટલી દષ્ટિએ તપાસવું ઘટે છે:

(૧) એમાં સંપૂર્ણ સચ્ચાઇથી પ્રતિબિમ્બિત થતા લોકાચારો, લોકવિચારો ઇત્યાદિ વાટે સમાજના વિકાસના ઇતિહાસનું સંશોધન

(૨) ભાષાની ખીલવણી અને સાહિત્યસર્જનની શક્તિનું નિરીક્ષણ

(૩) એમાં આલેખાએલા યુગનાં પ્રેરક બળોનું દર્શન.

(૪) ધાર્મિક વિપ્લવ જગાવવાને કારણે પ્રજાએ એમાંથી ફગાવી દીધેલાં અમુક તત્વોનો, નવી યુગદષ્ટિ વડે ધર્મભાવે પણ ફરી કરવો જોઇતો અભ્યાસ.

પ્રાચીન ઇમારતોને રક્ષવામાં, અસલી રાચ રચીલાંને સંઘરવામાં, અને આજની જીવનદષ્ટિએ તો નિરૂપયોગી જણાતી એવી સેંકડો સામગ્રીઓનાં પ્રદર્શનો ભરવામાં જે સર્વદેશીય રસ-દષ્ટિ રખાય છે, તે જ દષ્ટિ રાખીને, લગારે સૂગાયા વગર આ બધી જીવન્ત ભાવનાસૃષ્ટિને પણ કેમ ન નિરખીએ?

સંશોધનની દષ્ટિએ ન જોઇ શકનારને માટે પણ આમાં રૂપકથાની મોહક સૃષ્ટિ તો છલોછલ ભરી છે.

આ સંગ્રહની પ્રથમ પ્રેરણા કરનાર સુરત શહેરના બલવાન સ્વયંસેવક બન્ધુ શ્રી. દયાશંકર શુકલ છે. પોતે મેળવેલી થોડીએક વ્રતકથાઓ એમણે મને મોકલેલી. તે પરથી જ એ આખો પ્રદેશ હાથ ધરી, અસલ ડોસી–ભાષામાં જ આ કથાઓ ઝીલી લેવા હું લલચાયો. પછી એ ડોસી–ભાષાનો આખો ધોધ વ્હેતો કરનાર અને એક પછી એક વ્રતકથા અશ્રુ ટપકાવે તેવી સચોટ ને ભાવવાહી વાણીમાં કહી સંભળાવનાર તો ભાવનગર વાળાં અમારાં માતુશ્રી સૌ. મોંઘીબ્હેન પરમાનંદ ઠક્કર છે. પછી એમનું અધુરું રહેલું પૂરું કરવામાં અમારા બલવંતભાઇનાં નાની–મા 'બીજી-બા'નો અને સૌરાષ્ટ્ર–સંસ્થાનનાં વાર્તાભંડાર 'ફઇબા'નો પણ મોટો હિસ્સો છે. બ્હેન શ્રી કંચન બ્હેન ઠક્કર તથા નર્મદા બ્હેન રાવ-લના સૌજન્યનો પણ આમાં સબળ હિસ્સો છે. ભાવનગર અંત્યજશાળામાં કામ કરનાર ભાઇ ગૌરીશંકર ચાતૂર્વેદિ–કે જેને હરેક પ્રકારની લોકવાર્તા લોકકંઠેથી ઝીલીને શુદ્ધ લોક-શૈલીએ કાગળ પર ઉતારવાની અચ્છી આવડત છે–તથા લોકસાહિત્યના મારા નવાં સાહસોમાં ઉલટ દાખવનારા વિદ્યાર્થી બંધુ કાંતિ જોશી: એ બન્નેનો પણ હું ઋણી છું

શ્રાવણીયા સોમવારનાં રસમસ્ત મોટી કથા વગેરે કેટલીએક કથાઓ, પુસ્તકનું કદ હદ બહાર વધી જતું હોવાથી રાખી લેવી પડી છે. એટલે આ સંગ્રહનો બીજો ભાગ કરવો જ રહ્યો છે. ગુજરાત કાઠીઆવાડનાં બ્હેનો ભાઇઓને વિનતિ કરું છું કે આ સંગ્રહમાં ન આવ્યું હોય તે વ્રત સાહિત્ય, જેવું હોય તેવું મને સત્વર મોકલી આપે.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપુર: શ્રાવણ: ૧૯૮૩

સંપાદક

# સાંકળિયું

# આજથી પચીસ વર્ષે !

આજથી પચીસ પચાસ વર્ષે મૂળ કાઠીઆવાડ ગુજરાતમાંથી બહાર નીકળેલાં પણ પછી તો સંસ્કારે ને સંગે પરદેશી થયેલાં ગુજરાતી કુટુંબો "જપાનીઝ ફેરી ટેઇલ્સ" કે એવું કંઇક લઇને અંગ્રેજીમાંથી ભાષાન્તર કરી છોકરાંને સમજાવવા બેસશે, તે વખતે આવો એકાદ સંગ્રહ 'સંસ્કૃતિની એકતા' સાચવવામાં કેટલી મદદ કરશે એ અનુમાન કરવામાં જ આ પ્રયાસની સફળતા થઇ ચૂકે છે.

Stories from Wagnerમાં જે Mysticism ને અશક્યતા છતાં આદર્શો મૂકાયા છે તે ખરેખર હુબહુ આપણી વાતોને ઘણા મળતા છે. અથવા મધ્યયુગનું ચિત્ર જ બધા દેશોમાં સરખી માટીમાંથી મૂર્ત થયું છે.

આપણે ત્યાં એ સવાલ ઉત્પન્ન થયો છે કે આવી વાતોથી શું ?—એનો સમય હવે છે કે નહિ ?—આજે હવે 'પાઘડીયાળા પુત્ર'ની વાત જંગલી મનાશે: એનો એકજ પ્રત્યુત્તર છે કે તમે એવું શું અદ્ભુત તત્ત્વ મેળવ્યું છે કે આ જંગલીપણામાંથી દૂર ખસવા માગો છો ?—'ક્રીસ્ટમસ કાર્ડ' પાછળની 'ફેશન' એ ઘેલછા નથી મનાતી પણ સુધરેલી મનોદશા મનાય છે, તો થોડા ખર્ચે જીવનમાં ઉલ્લાસ પણ પૂરે ને આદર્શ પણ ઘડે એવી આ વ્રતકથાઓમાં શું ખોટી છે !

તરતજ જવાબ મળશે કે આપણો આદર્શ હવે એ પ્રમાણે નહિ રહી શકે: પુત્ર ને વહુ આવ્યા એટલે જીવન જીત્યા એ વાત આજે ચાલી ગઇ છે.

પરંતુ નવો આદર્શ તો હજુ સ્થિર થયો નથી ત્યાં સુધી, જેમાંથી આદર્શો ઘડી શકવાની કાંઇક પણ આશા છે એવી આ ભૂમિકાને વિચારો: એની સામાજિક રીતે સમાલોચના કરો: એમાં વહેતું માનસ જુઓ : તંદુરસ્તીભર્યો વૈભવ નિહાળો : અને પછી આજે ફેરવાયેલી પરિસ્થિતિને અનુકૂલ એટલું તમારું બનાવો. કોઇ પણ પ્રજા પોતાનામાંથી જેટલું સરજે તેટલું જ તેને તારશે.

ધૂમકેતુ [એમના એક પત્રમાંથી]

# કંઠસ્થ વ્રતસાહિત્ય

દુનિયાની કઇ પ્રજાને પોતપોતાનાં વ્રતો નથી? સરજનહારની અને પોતાની વચ્ચે સહુ જાતિએ અન્ય દેવદેવીઓને મંગલ અમંગલ સત્તા કલ્પી છે. દૂધ, દહીં, ધન ધાન્યનાં નૈવેદ્ય તો શું પણ નરબલિ પશુબલિ અને પોતાનાં સંતાનોના બત્રીસા પણ ચડાવીને પોતાની મનકામનાના પરિતોષને માટે ઘણી પ્રજાએ પોતાના દેવતાનું આરાધન કરેલ છે. અને એ આરાધનની વિધિમાં સંગીત, નૃત્ય, શિલ્પ, ચિત્ર, વાદ્ય, અને વાર્તાઓનું કલાસર્જન પણ ન વિકસાવ્યું હોય એવી કોઇ પ્રજા નથી. મેક્સીકો ને મિસર, બેબીલોનીઆ ને બ્રીટન, બધી પ્રજાનાં પ્રાચીન પુરાણો આજ પોતપોતાના વ્રત–સાહિત્યનું દર્શન કરાવે છે, અને એમાંથી તે તે પ્રજાઓના વિકાસ–ક્રમનો પંથ સૂઝે છે. સર્વ પ્રજાની સમાનતા પણ સૂઝે છે.

## આર્યોના દેવતાઓ

અને આ આર્યજાતિ? વેદ પોતે જ એક રીતે તો એના વ્રતોત્સવની સ્તવનગાથા છે. આર્ય–સંસ્કૃતિના પારણામાં એક દિવસ શિશુ જાતિ હીંચકતી હતી. પહાડોના શિખરો ઉપર, સરિતાને તીરે અથવા સાગરને કિનારે આર્ય માનવ એક દિવસ ઊભો હતો. અચાનક એણે અરણીના બે ટુકડાના ઘર્ષણમાંથી જ્વાળા ઝરતી નિહાળી, ને એણે 'અગ્નિદેવ'ની કલ્પના કરી; અષાઢના આસમાનનું વક્ષઃસ્થલ ચીરી વિદ્યુતના સન-

સનાટ, મેઘમાળાના ગડહડાટ અને અવિરત જલધારાઓ એણે ઝરતા જોયાં, કે તુર્ત જ ત્યાં એણે કોઇ પર્જન્ય દેવને પોતાનાં વજ્ર—આયુધ વીંઝતો યુદ્ધની રણુઝીંઝીઆરી કરતો ને વિજયના ભેરીનાદ ગજવતો માન્યો. પ્રલયના વાયરાની થપાટે થપાટે જ્યારે જલધિનાં મોજાં મહાન રાક્ષસોની માફક ઉછળી ઉછળીને આકાશ સામે ત્રાડ દેતાં એણે જોયાં ત્યારે એણે એ ધમસાણ જગવતા ને શમવતા એક સમર્થ જલદેવતાનું અસ્તિત્વ માન્યુ. સ્થળે સ્થળે ને ક્ષણે ક્ષણે કોઇ વિશાલ દેવ—મંડળને એણે આ સૃષ્ટિ ઉપર શાસન ચલાવતું માન્યું.

આર્ય ડર્યો, નમ્યો અને પ્રાર્થનાએ ચડ્યો. પોતાના સુખદુ:ખમાં, જયપરાજયમાં ને આરોગ્ય અનારોગ્યમાં એ અમર શક્તિઓનો હાથ હોવાની એને ભ્રમણા થઇ. અને તુર્ત એ આર્યના પ્રાણમાં પ્રાર્થનાનું સંગીત ઉદ્‌ભવ્યું. પ્રકૃતિનાં રમ્ય—ભીષણ સત્વોને એણે કવિતામાં આરાધ્યાં. અરૂણોદયમાંથી એણે કોઇ દેદીપ્યમાન ઉષાકુમારીનાં કુંકુમ—પગલાંનું આગમન ગાયું. તેજના આથડતા ગોળાને એણે સાત સાત અશ્વો પર સવાર થઇ ગગનવિહાર કરતા કોઇ સૂર્ય રૂપે સ્તવ્યો. આર્યના કંઠમાંથી તે દિવસે કાવ્યનો પ્રથમ જન્મ ઉજવાયો.

ત્યાર પછી તો આર્ય દેવતાઓની કલ્પના પુરાણકાળની ભયાનક વિકૃતિને પણ પામી. એ યુગ પણ આવીને ઉતર્યો. પરંતુ આર્ય તપોધન તો સત્યની શોધે ચડેલો હતો. એનો આત્મા ઝંપ્યો નહિ. દેવ દેવીઓ વિષેની એની કલ્પના આછરતી આછરતી ભવ્ય બની. આખરે સૃષ્ટાની શોધમાં વ્યાકુલ બનીને ઘૂમતી એની આતમ—દષ્ટિએ બધી અવિદ્યાનાં પડો વીંધી પરિબ્રહ્મનાં દર્શન કર્યાં. આર્ય એકેશ્વરવાદ પર થંભ્યો. એજ રીતે કૉકેસસ પહાડની પેલી મેર પળેલા પાશ્ચાત્ય આર્યોએ પણ ગ્રીક માઇથોલોજીનું સારૂં નરસું દેવ—મંડળ કલ્પ્યું ને આખરે એની શોધ ઇસુના 'Our father in heaven'માં પરિણમી.

એ આર્ય સંસ્કૃતિના પ્રવાસ—માર્ગે પડેલી એંધાણીઓ છે. કયે કયે વખતે આર્ય પ્રજા વિકાસ-ક્રમના કયા પગથીઆ પર ઉભી હતી ને એની કલ્પનામાં એનું શુદ્ધ કે મલિન, સબલ કે નિબલ, ઉન્નત કે ભ્રષ્ટ, કેવું

માનસ વ્યક્ત થતું હતું, તે દાખવનારી આ આખી સામગ્રી આર્ય-ઇતિહાસના હજારો વર્ષના પંથ પર વેરાયલી ને વીણાએલી પડી છે.

## લોક-વ્રતો

આજ એક બીજી સંસ્કૃતિનું પાનું ઉકેલીએ. શિષ્ટ સંસ્કૃતિની સરિતાની સાથોસાથ ને પડખોપડખ-છતાં નિરાળી ને નિરાળી ચાલી આવતી એ લોક-સંસ્કૃતિની સરિતાને એક વિચિત્ર આરે આવીને આપણે ઊભા છીએ. આ કિનારો આપણે આજ સુધી દીઠો નથી. આજે જે કાળે એ આખી નદીમાં વેગવંત ભૂરાણ શરૂ થઇ ગયું છે, ને એ કિનારાની નિશાનીઓ લોપાવા લાગી છે, તે વેળા વિલમ્બ આપણને પાલવતો નથી, લોક-સંસ્કૃતિ અને લોક-સાહિત્યના એ ભુંસાઇ જતા મહાનદના આ આરાનું નામ છે "સ્ત્રીઓના લોકવ્રતો ને લોકવ્રતની વાર્તાઓ."

શાસ્ત્ર અને પુરાણના વ્રત વિધિઓથી નિરાળી, લગભગ સ્વતંત્ર કલ્પના-માંથી જન્મેલી એ લોકવ્રતોની સામગ્રીને આજ આપણો સમુદાય 'ડોશી-પુરાણ'ના અળખામણા નામથી ઓળખે છે અને એને તિરસ્કારી સુગાય છે. શિષ્ટ જનોએ સુગાઇને ફેંકી દીધેલી એ અવિદ્યામાં એવું તે શું રહસ્ય સુઝ્યું કે આજ એને સંશોધન-સાહિત્યના રાજદરબારમાં આસન અપાવવાનો યત્ન થયો છે? એ જોઇએ.

પ્રથમ તો સંસ્કૃતિની દૃષ્ટિએ એના મૂલ મૂલવવાં પડશે. કોઈ એક જન-સંપ્રદાયને ધાર્મિક ગોટાળામાં નાખનારા પાખંડ તરીકેની એની પિછાન ઘડીભર ભૂલી જઇએ, સમજી લઇએ કે માનવીને કેવળ એકેશ્વરવાદથી ચાલ્યું જ નથી. સમસ્ત માનવ જાતિએ દેવ-સૃષ્ટિ કલ્પી છે. તેમ પોતાના વિકાસની અમુક કક્ષાએ ઊભીને લોક-સમુદાયે પણ દેવતાઓના એક કુટુંબ-મંડળની સહાય લીધી. જગન્નિયંતા એ માનવીને બહુ આઘો જણાયો. પોતાના અંતરના સુખદુઃખની, આશા આકાંક્ષાની ને રાગદ્વેષની ગોઠડી સાંભળે તેવું કોઇ સ્નેહવ્યથિત દેવ-સત્વ એને જરૂરનું લાગ્યું. ને કોઇ કવિત્વની પ્રેરણા-પળે વહન નવીન દેવમંડળી એણે સરજી લીધી.

## લોકવ્રતોનાં દેવદેવીઓ

નિરીક્ષણ કરીએ. આર્ય સંસ્કૃતિનાં દેવદેવીઓનું ચિત્ર આપણે અવલોકી ગયા. હવે તિરસ્કારપાત્ર થયેલા લોકસમાજની દેવ–દુનિયાને ઊંડાણે જઇ નિરખીએ. કેમકે એ સર્જનમાં નીતિ, ચારિત્ર્ય, શિયળ અને બલિદાનની અમુક અમુક લોકભાવના અંકિત થઇ છે. એણે ન કોઇ દેવને પુરાણમાંથી લીધા કે ન વેદમાંથી ઉતાર્યો. પણ સ્વયંભૂ કલ્પના કરી; અનાં દેવદેવી કોણ થઇ શક્યાં ?

(૧) જે કસોટી કરી, ડરાવી, છેવટ માનવીના ધૈર્ય, પ્રેમ અને બલિદાનનો ફરચ બદલો આપે તે : જુઓ અવરતની કથા.

(૨) જે નાની કન્યાઓના નિર્દોષ કૌટુમ્બિક કોડ પૂરા કરીને અંતરંગ બ્હેનપણીનુ સ્થાન શોભાવે તે : જુઓ ગોર્ય મા.

(૩) જે કૌટુમ્બિક જીવનમા અપમાન અને સંતાપ પામતી અનાથ દુ:ખીયારીને એના નિર્મળ ચિંતનમાથી પ્રગટ થઇ રિદ્ધિ સિદ્ધિ અર્પે તે : વીરપસલી મા.

(૪) જે પરમાર્થથી સંતોષાય, ને સ્વાર્થથી કોપાય તે : શીતલા મા.

(૫) જે પાપના પશ્ચાત્તાપથી પ્રસન્ન થાય તે : નોળી નોમ.

(૬) જે કોઇ પશુપંખી કે વનસ્પતિ, નિર્દોષ નિરાધારને આશરો આપે. તેને પણ લોક-લલનાઓએ દેવસ્થાને સ્થાપ્યાં: નાગપાંચમ, ધ્રો વગેરે.

(૭) જે શુદ્ધ તપશ્ચર્યાથી રીઝે તે : પુરૂષોત્તમ માસ.

આ રીતે વ્રતોની એકેક વાર્તામાં, લોક સમુદાયે એકેક કલ્યાણકારી ભાવનાને દેવપદવી દઇને સ્થાપેલી છે. અભ્યાસની દૃષ્ટિ રાખીને આ વાર્તાઓ વાચનાર માનવ જોઇ શકશે કે આ દેવ–મંડલનું એક પણ દેવતા અનીતિ અથવા લંપટતા કે અસત્યનો આદેશ કરતું નથી. (૨) કેવળ પોતાની જ તૃપ્તિને કાજે ધૂપ દીપ ને નૈવેદ્ય સ્વીકારીને જ એ પોતાના ઉપાસક પર પ્રસન્ન થઇ જતું નથી. પણ ઉપાસક વ્રતધારીની પાસેથી પુણ્ય અને ત્યાગનાં કાર્યોની અપેક્ષા રાખે છે. દૃષ્ટાંત તરીકે શીતળાનું વ્રત ખંડિત કરનાર જનેતા પોતાના દીકરાને, કેવળ મોટાં નૈવેદ્ય કરીને જ સજીવન કરાવી

શકતી નથી. પણ વળતે જ પ્રભાતે એને અનેક દુઃખી પ્રાણીઓની સેવા કરતાં કરતાં દેવીની પાસે પહોંચવું પડે છે. એટલે કે લોક-મતોનો દેવતા કેવળ સ્વાર્થી ને મનસ્વી નથી કલ્પાયો. એની પ્રસન્નતાનો પંથ લોકસેવા વાટે ચાલે છે.

કેવળ સ્વાર્થી દેવતાનું એક દૃષ્ટાંત છે. કાંઠા ગોર્ય: એ પોતાની પૂજા ન કરનાર પર રૂઠે છે. પરંતુ ત્યાં યે અંધ કોપ નથી. નાસ્તિક જેઠાણી જ્યારે માતાજીની મૂર્તિને પાટુ મારીને ભાંગી નાખવાની હદ સુધી જાય છે, ત્યારે જ એના ઉપર કોપ ઉતરે છે. અને તે ઉપરાંત એ કોપ પણ ક્ષણિક છે. દેવ-કોપનું ઉગ્રમાં ઉગ્ર અને બેહુદું સ્વરૂપ શ્રાવણીઆ સોમવારની મોટી કથામાં છે. અજાણ્યે પણ એ વ્રતનું ખંડન કરનારી રાણી ઉપર મહાદેવ રૂઠે છે. કપટ કરાવીને એ રાજા કને રાણીને દેશવટો દેવરાવે છે. આવા અર્થહીન કોપની પ્રશંસા કરવા લોક-પ્રાણ નથી બેઠો, ત્યાં તો આખરે એ રાણી તરફથી કશાં યે ક્ષમાયાચના કે પ્રાયશ્ચિત વગર રાણીના ધૈર્ય ને ત્યાગની સામે મહાદેવને જ નમવું પડ્યું છે. પવિત્રતાનો અને નિર્દોષતાનો એ દેવશક્તિની સામે પણ પડકાર છે, એના વિશેષ દાખલા દઉં :

## દેવ-શક્તિની સામે માનવીની સત્ય-શક્તિ

કઇ કઇ વાતમાં ઝલકી રહી છે !

(૧) શ્રાવણીઆ સોમવારની વાતમાં : ઇશ્વર ને પાર્વતી ચોપાટે રમે છે : પાર્વતીએ પોતે જ પેદા કરેલો પુત્ર બટુકો હાર-જીતનો સાક્ષી બનીને બેસે છે. ત્રણ વાર પાસા ઢળાય છે. ત્રણે વાર પાર્વતીજી પ્રશ્ન કરે છે કે

"કહે બટુકા ! કોણ હાર્યું ને કોણ જીત્યું !"

ત્રણે વાર બટુકો ઉત્તર વાળે છે કે

"માતાજી હાર્યાં ને પિતાજી જીત્યા !"

કોપાઇને પાર્વતી કહે છે કે

"વારે વારે મને હારી કહીશ તો તને શરાપીશ."

નમીને સત્યનિષ્ઠ બટુકો બોલે છે કે

"માતાજી, કાલ શરાપતાં હો તો આજ જ શરાપજો."

"પણ મારાથી તો જેવું જોયું હશે તેવું કહેવાશે."

આખરે પાર્વતીજી શાપ દે છે અને

"બટુકો તો રગત કોઢમાં ગળ્યો છે."

છતાં યે કશી ક્ષમા માગ્યા વિના, એ સત્યવ્રતધારી બાલક ચુપચાપ એ શાપના સંતાપો સહતો સહતો ચાલી નીકળે છે. એ સત્યનો પડકાર અસત્યવાદી ઇશ્વરી શક્તિની સામે નોંધાયો.

(૨) વનરીયાની વાર્તામાં : અખંડ કુમારિકા : પુરૂષની વાતો યે ન સાંભળવાનાં એનાં નીમ: બધા વ્રતોની વાતો સાંભળે, પણ પુરૂષજાતિના દેવ વનરીયાની વાત મંડાય એટલે એ બ્રહ્મચારિણી ચાલતી થાય: ગવિષ્ટ દેવતા ઘવાયો. એ સતીના શયનભુવનમાં અધરાતે ભમરાને વેશે પ્રવેશ કરી, રોજ નિદ્રામાં પડેલી બાળાના બિછાનામાં ને દિવાલે, અબીલ, ગુલાલ, તંબોલની પીચકારી અને ફુલેલ તેલ છાંટી આવે. પણ એ સતીના શિર પરનું કલંક મનાયું નહિ. મલિન દેવતા મધરાતે પોતાનું કાળું કામ કરતા ઝલાયો, અને ફરી કદિ ન આવવાનું કબુલ કરી, કરગરી મુક્ત થયો. દેવતાના ગર્વ પર માનવીના શિયળની સ્થપાએલી આ સત્તા લોકજીવનમાં કલ્પાઇ ને તે વ્રતોમાં ઉતરી.

## વ્હેમ કે વિજ્ઞાન

દેવતાઓની કલ્પના પાછળ કેવળ અર્થશૂન્ય વ્હેમને બદલે કોઇ વાર ઉંડો ને પ્રયોજનભર્યો વિચાર હશે કે નહિ ? એક ઉદાહરણ લઇએ :

શીતળા–સાતમનો વ્હેમ આપણા સમાજમાં અતિ દુઃખદાયક થઇ પડયો છે. એનું સ્વરૂપ આપણને કઢંગું લાગે છે. હવે મૂળ આ દેવીની કલ્પના કેવી રીતે ઉઠી હશે તે ઘટાવીએ : 'શીતળા' એવો સુગાળો ગ્રામ્ય શબ્દ બદલીને શુદ્ધ સંસ્કૃત 'શીતલા' મૂકીએ તો ? તો તેના ઉચ્ચારની સાથે જ શીતળતાનો કેવો શાંતિકારક ભાવ આપણા અંતરમાં ટાઢો શેરડો પાડે છે ! અનુમાન કરીએ કે 'શીતલા' એટલે શીતળતાની કોઇ અધિષ્ઠાત્રી શક્તિ : Presiding Deity : જેમ પંચ મહાભૂતોની ઉપર નોખનોખા અધિષ્ઠાતા કલ્પાયા છે તેવી રીતની : એટલે હવે વિચારીએ

કે શીતલતાની અધિષ્ઠાત્રીનું શરીર પણ કેટલું શીતલ, કેટલું સૂક્ષ્મ ને કેટલું સુકોમલ હોવું જોઇએ ! એવા અનન્ય માર્દવથી ભરેલી એ દેવશક્તિને કાજે પણ વર્ષમાં એક દિવસ લોકોએ મુકરર કર્યો હશે. પણને દિવસે કે હુતાશનીને દિવસે જેમ સમાજભરમાં અગ્નિની જ્વાલાએ પેટાવી વાતાવરણને ઉષ્મા વડે વિશુદ્ધ કરવાનું ઠરાવ્યું, તેમ શ્રાવણને સાતમને દિવસે, ચૂલા સુદ્ધાં પણ ઠારી, આખા વાતાવરણમાં અખંડ શીતળતાનાં આંદોલનો નીપજાવવાનું નક્કી કર્યું હશે. ને એનું કડક પરિપાલન કોઇ અન્ય સત્તાથી તો થાય નહિ, તેથી દેવી કલ્પાઇ. એ દેવીએ આગલી રાતે ઘરેઘર જઇને ચૂલાની રાખનો પણ સ્પર્શ કરવો, એટલું સખ્ત બંધારણ થયું. એનો ભંગ થાય તો શીતલા દેવીનો સુકોમલ દેહ સળગી જાય ને એ નિઃશ્વાસ નાખે. પોતાનો દેહ પીડા પામ્યો એટલે ભંગ કરનારી માતાનું બાળક પણ કરમાયું ! અને દેવીને શરીરે શાંતિ શી રીતે વળી ! પેલી જનેતાનાં પરોપકારી કાર્યોથી. પોતાને શાંતિ વળી એટલે પેલું બાલક પણ ખીલી ઉઠયું. આવો સરલ ભાવ આ વાતમાંથી નિષ્પન્ન થાય છે. એ જ 'શીતલા દેવી' કેવળ બાહેરની જ શીતલતાનાજ અધિષ્ઠાત્રી બનીને ન અટકતાં બાલકોના શરીરોની આંતરિક ગરમીનું પણ શોષણ કરીને શીતળતા આપનાર વાત્સલ્યવતીને રૂપે પ્રગટ થઇ. બની કે ગરમીને નિવારનાર, અને બાલકોની સંભાળ લેનાર કોઇ ઓષધિને 'શીતલા' નામનું સજીવારોપણ કરવામાં આવ્યું હશે. આ દષ્ટિએ નિહાળતાં એ વ્હેમની પાછળ લોકોનું કાંઇક વિજ્ઞાન કલ્પેલું હોવાનો સંભવ છે ખરો.

## વ્રતોનું વાતાવરણ

નીતિ, શિયળ અને સ્વાર્પણની સબળ ભાવનાઓને દેવભાવ આરોપિત કરીને પોતાની સાર સંભાળ લેનારૂં એક નાનું એવું દેવ—મંડલ સરજી, વર્ષના અમુક અમુક નક્કી કરેલે દિવસે લોક—નારીઓ સ્થૂલ ખાનપાનના આનંદો તજતી, આત્મશુદ્ધિનું આંદોલન અનુભવતી, ગાતી ગાતી સ્નાન કરવા જતી; શાંત મનથી ટોળે વળી, કોઇ નદી તીરે, કોઇ દેવાલયને ઓટે, કોઇ પીપળાને છાંયે અથવા તો પોતાના ચોગાનમાં—કશા બંધન વિના ચાહે ત્યાં—પરંપરાથી કંઠસ્થ ચાલી આવતી વાર્તાઓ સાંભળતી. એક

કહે ને અન્ય સહુ સાંભળે. કહેનારના કંઠની અંદરથી કેવા સંગીતમય લ્હેકા સાથે ને કેવી સુકોમલ ગ્રામ્ય વાણી વાટે એ રૂપકથાઓનો મૃદુ પ્રવાહ ચાલી નીકળતો! સ્ત્રીજીવનની શાંત સહિષ્ણુતાની સાથોસાથ સ્ત્રીના ધમઘોરી રાતના અદ્ભુત વીરત્વની એક તેજસ્વી કથા સ્ત્રીઓનાં એવરતની પાછળ ઉભી હશે એની કયા પુરૂષને જાણ હતી! અને જાણ થયા પછી આષાઢી અમાસનાં જાગરણોની અર્થશૂન્યતા ઉડી જઇને તેને બદલે કેવી ભવ્યતાનો આપણને ભાસ કરાવે છે! ભોજાઇઓના ટુંબા ખાતી ખાતી પણ બ્હેન પોતાના ભાઇના ક્ષેમ કલ્યાણનું વીરપસલી વ્રત કરે એ શું કોઇ આદર્શ બાંધવતાના બેમૂલ કાવ્ય સરખું નથી ભાસતું? જેને 'નપીરી! નપીરી!' કહી કુટુંબ આખાએ સામાન્ય ખાનપાનના સુખથી પણ વંચિત કરી મૂકી, એ પુત્ર–વધુની નિરાધાર દશા ટાળવા રાફડાનો નાગ–પરિવાર પીયરપદ સ્વીકારે, એ નાગપંચમીની વ્રત કથાની અંદરથી કેવું માર્દવ નીતરે છે!

એવી એવી વાતો સાંભળીને અંતરમાં સુકુમાર ઉર્મિઓ અનુભવવી, એકજ ટાણું અહાર કરવો, ચકલાંને ચણ નાખવી, ધૂપદીપ કરીને ઘરની હવાને વિશુદ્ધ બનાવવી: બસ, આ લોક–વ્રતોનાં દેવદેવીઓએ આથી વધુ મોટાં નૈવેદ્ય માગ્યાં નથી. કયાં યે મંત્રતંત્રોની, પાખંડી પુરોહિતોનાં દાન–પૂણ્યની, વ્રતભંગના ઘોર અનર્થોની કે વ્રતપાલનના અતિશયોક્તિભર્યા બદલાઓની ઇસારત સરખી યે આ વ્રતોમાં નથી. પાછળથી કોઇ પ્રપંચીઓએ એવાં પાખંડ જોડી દીધાં હોય તો ભલે. પરંતુ વાર્તાઓની અંદરથી Internal evidence–કોઇ આંતરિક પૂરાવો તો એવી વાતનું સમર્થન કરવા માટે નથી જડતો.

## વ્રતકથાઓની શૈલી

આ શૈલી તો અન્ય તમામ લોક–કથાઓથી અનોખી જ ખીલેલી છે. આ સંગ્રહમાં એ શૈલી, બનતાં સુધી તો એક શબ્દનો–બલ્કે 'તો' જેવા એક અક્ષરનો પણ ફેરફાર કર્યા વિના શુદ્ધ કંઠસ્થ સ્વરૂપે જ ઝીલી લેવામાં આવી છે. એટલે એ શૈલીનાં મૂલ મૂલવવાં સ્હેલાં થઇ પડે છે. હીંડોળા ખાતી, ડોલતી ને ઝુલતી એ વાકય રચના છે. જુઓ:

"ચોમાસાના લાંબા દાંડા ! સૂતાં સ્હાય નહિ. બેઠાં વેણ્યાં વાય નહિ."

× × ×

"લઇ જાવ તોય આવું, ને નો લઇ જાવ તોય આવું, આવું ને આવું."

એ એની દોલાયમાન વાક્ય–રચનાનાં દષ્ટાંતો છે, એ રચનામાં ક્યાંય કૃત્રિમતા કે અલંકારોના આડમ્બર નથી. અને તેમ છતાં યે તેમાં લોક-જીવનની સ્વાભાવિક મિતભાષિતાને કારણે Restrained expression ની કલા સારી પેઠે વિકસિત થઇ છે. એનાં વર્ણનમાં વિપૂલતા નથી. માત્ર flashes-ચમકારા જ છે. દષ્ટાંત તરીકે,

"બરાબર શ્રાવણ મહિનાની અમાસ, અને એમાં ભળ્યો મે. અંધારૂં ! અંધારૂં ! ઇ તો કાંઇ અંધારૂં ! અને ધરતી માથે તો પાણી ! પાણી ! પાણી ક્યાંય માતાં નથી."

અથવા તો સર્પ–દંશની અસર આટલા જ શબ્દોમાં સરસ રીતે સમેટાઇ નથી જતી ?

"વર કહે, મા, બાપા, મારી આંખ્યે લીલાં પીળાં આવે છે."

એક કરતાં કરતાં તો આ વાર્તાકારની કલ્પના વધુ સુંદર રંગો પૂરતી થાય છેઃ-

"બાઇ તો વિચારે છે કે અરે જીવ ! આ મડાને જે જાનવર તાણશે તો બામણના દિકરાની અસૂર ગતિ થાશે. પણ હું શું કરૂં ? ક્યાં લઇ જાઉં ?

"એમાં વિજળીનો એક અંજવાસ થયો છે. ને અંજવાસમાં આઘેરૂં એક દેરૂં કળાણું છે. × × ×

"વિજળીનો અંજવાસ રહે એટલી ઘડી બાઇ હાલે છે, વળી અંધારૂં થઇ જાય એટલે ઉભી થઇ રહે છે. વિજળીને સબકારે સબકારે બાઇ તો દેરાની દશ્ય સાંધે છે."

× × ×

"બાઇ તો ન્હાઇ, ધોઇ, નીતરતી લટો મેલી, હાથમાં કંકાવટી લઇ રુકેકાર નદીને સામે કાંઠે દેરામાં જાય છે.

એટલા સ્વાભાવિક સરલ વર્ણનમાં, કથાકારે આષાઢી મધરાતના સ્થૂલ તેમજ સૂક્ષ્મ અનેક ભાવોને જીવન્ત કાવ્યમાં રેડી દીધા. એમ કરતાં કરતાં, કોઇ વાર એ ગજગામિની તો કોઇવાર કુરંગ શી ચપલા, કોઇ વાર ફાળ ભરતી તો કોઇ વાર રૂમઝુમતી, એવી ગતિઓ બદલતી આ શૈલી પદ્યમાં પલટા લેતી જાય છે અને "તુલસી વ્રત" "કાંઠા ગોર્ય" તથા 'શ્રાવણીયા સોમવાર'ની મોટી કથામાં અપદ્યાગદ્યનું કલાવિધાન ખીલી નીકળ્યું છે. અલબત વાંચનમાં એ શૈલીની એકવિધતા જરા ખૂંચે છે ખરી.

## ભાષાનું નકશી કામ

ખૂબી તો એ છે કે આ કથા કહેનારીઓએ શૈલીની સ્થિતિચુસ્તતા નથી સ્વીકારી. ઘટનાઓ એની એ, મૂળ આકાર અવિચલ રહે, પરંતુ અંદર વર્ણન-કલાનું નકસી કામ તો પ્રત્યેક કલ્પનાશીલ વાર્તાકારને કંઠેથી નિત્ય નિત્ય નવીનતા જ ધારણ કરી શકે છે. એની કૃતિમાં પ્રત્યેક વ્યક્તિગત કલાવિધાનીનો ફાળો આપતો જ જાય. ઉદાહરણ તરીકે બોળચોથની કથામાં, એક વાર્તાકાર એમ બોલશે કે,

"ગામોટની ગા તો સીમમાં ચરતી'તી ત્યાં તો એને સત ચડયું છે. માથે પૂછડું લઇને કાન પહોળા કરતી, ભાંભરડા દેતી, નાખોરાંના ફરડકા બોલાવતી ગા' વાજોવાજ ગામમાં દોડી આવે છે."

ત્યારે બીજી વાર્તાકાર એજ પ્રસંગને આ રીતે વર્ણવે છે કે:

"ગાય તો હાલી નીકળી છે, પહેલે હીંહોરે સીમાડે પૂગી છે, બીજે હીંહોરે ઝાંપે પૂગી છે, ત્રીજે હીંહોરે વાછરૂ પાસે પૂગી છે ને ચોથે હીંહોરે ગોરણીઓ પાસે પૂગી છે."

એવાં એવાં નાજૂક કલાવિધાને કરીને નિત્ય નવપલ્લવિત બનતી આ કથાઓ કૈં કૈં શતકો સુધી અને સહસ્ર સહસ્ર માનવીનાં મુખેથી કહેવાતી આવી છે. અને એના શબ્દોની સ્મૃતિ, ઉત્તરોત્તર અખંડિતપણે સચવાતી રહી છે. એનાં વાકયોની પાછળ લાખો આર્ય-નારીઓના ઉર્મિ-બળનો સંચય થયો છે. તેથીજ એ પ્રત્યેક વાતમાં મંત્રવત્ બળ સીંચાયું છે. વિધિ-ગ્રસ્ત જીવનપ્રવાહને સજીવ કલાદષ્ટિના હીલોળા લેવરાવતા આ લલિત ભાવોને

 

નાખી દેતા પહેલાં આપણે કોમલ અંગુલિ–સ્પર્શથી તપાસી લેવા ઘટે છે. ગ્રામ્ય શબ્દોની સૂગ ચડાવવી આપણને પાલવશે નહિ. ગ્રામ્ય શબ્દોથી તો એ જીવનની સાચી છાપ ઉઠે છે. ગ્રામ્ય કણબણને હીરભર્યાં ચણીઆ ને મજીઠરંગી ચુંદડી ઉતરાવી, અમદાવાદી પોષાક પહેરાવવાથી તેનું સૌંદર્ય શી રીતે સમજી શકીએ ? અવનીન્દ્ર ઠાકૂર બંગીય વ્રત–સાહિત્યમાંથી એક દૃષ્ટાંત આપીને સચોટ સમજાવે છે કે જો આ ગ્રામ્ય અને બાલિશ જણાતી વ્રત–ભાષાનું અંગ્રેજી ભાષાન્તર થાય તો તેમાંથી કોઇ કોઇ વાર વેદનાં સુકતો સરખું ગહન ગાંભીર્ય ગુંજી ઉઠે. અન્યત્ર એ દૃષ્ટાંત આપેલું છે.

## સુંદર સંવાદિત્વ

વાર્તાઓના ભાવના–વિધાનમાં બીજી એક રમ્ય ગુંથણી નજરે ચડે છે : વ્રતોની વિધિની અને પરિણામની વચ્ચે કોઇ વિલક્ષણ રૂડો મેળ મેળવાયો છે. ઉદાહરણથી એ સચોટ સમજી શકાશે.

(૧) વીરપસલીની કથામાં–વ્રતને દિવસે વીરાની વાટ જોઇને બેઠેલી બ્હેન રેંટીઓ ફેરવે છે. ભાઇને આવતો ભાળતાં જ આનંદનો ઉમળકો ચડયો : ત્રાગ ત્રુટી ગયો : બ્હેનને હૈયે વ્હેમ પડયો કે અરેરે ! મારા વીરની આવરદા ત્રુટી ! લે, ત્રાગડો સાંધીને જ ઉઠું, એટલે વીરની આવરદા પણ સંધાય: પછી તો સાપના કટકાવાળા ઝેરી લાડવાનું ભાથું લઇને ભાઇ ઘેરે જવા નીસરે છે: મનમાં થાય છે કે કોઇ નવાણ આવે તો ભાથું ખાવા બેસું : પણ બ્હેને ત્રાગ સાંધ્યો હતો ખરો ને, એટલે ભાઇની નજર સામે ચારે દિશામાં ત્રાગડા ! ત્રાગડા ! જ દેખાય, રસ્તો દેખાય જ નહિ : દરમીઆનમાં તો બ્હેને ભાઇને આંબી લીધો.

(૨) શીતળાની કથામાં–માતાજી પ્રત્યેક દુઃખી જીવનો પૂર્વ જન્મ ઉકેલે છે તેમાં પણ જીવનની કરણી તથા જીવનની ગતિ વચ્ચે અચ્છું સંવાદિત્વ છે:

“વેદવાન બ્રાહ્મણ : ચારે વેદ કંઠે હતા : પણ કોઇને સંભળાવ્યા નહિ : વિદ્યા કોઠામાં સમાઇ જઇને સસડી ઉઠી : એટલે આ જન્મે મગરમચ્છ સરજાયો : કોઠો સડસડતો હતો તેથી પડયો પડયો લોચે છે.

"બે દેશાણી જેઠાણીઓ: ખાટી અને મોળી છાશ ભેગી કરીને પાડોશીઓને દેતી, તેથી તળાવડીઓ સરજાઇ: પરસ્પરનાં પાણી પરસ્પરમાં ઠલવાય. પણ કોઇ પીએ જ નહિ!"

"પોતાની ઘંટીએ કોઇને દળવા ન દેનાર સ્ત્રી! મરીને સાંઢડી સરજાઇ: ગળે ઘંટીનું પડ બંધાયું છે!

"બે પાડા બાઝે છે: પૂર્વ ભવમાં ગામના બે પટેલ હતા.

"આંબાનાં ફળ કોઇ ખાતું નથી: પૂર્વ ભવમાં વાંઝીઓ શ્રીમંત હતો: કોઇને દાન પૂણ્ય નહોતું કર્યું!

## વ્રતોની અકૃત્રિમતા

બંગાળાનાં વિવાહિતા-વ્રતો, આપણે ત્યાં છે તેવાં સ્વાભાવિક અને રમ્ય નથી, એમ અવનીન્દ્ર ઠાકૂર કહે છે, તેમાં બ્રાહ્મણના સ્વાર્થે બનાવટી તરકીબો દાખલ કરી, જટિલ વિધિ આડમ્બરો વણી દઇ, પૌરાણિક નિર્જીવ વ્રતોનાં કારાગૃહો ઉત્પન્ન કર્યાં છે. આ જીવનની માનવજન્ય ઉર્મિઓને અને કામનાઓને કોરાણે મૂકી પરલોકનાં અત્યુક્તિભર્યાં ફળોના ફાંસલા ઉભા કર્યા છે. વ્રતના આચરણનું ફળ, સ્વર્ગનું સુખ! અને વ્રતના એક વારના પણ ખંડનની સજા કુંભીપાક! એવો તો એ વ્રતોનો કૃત્રિમ મહિમા છે. એમાં માનવ-હૃદયના ઉલ્લાસ-નિઃશ્વાસ ક્યાં? આપણાં સ્ત્રીવ્રતોમાં એ પૌરાણિક નારીવ્રતોનાં કુલક્ષણો નથી. બધી રીતે તેમાં સજીવતાની સુવાસ છે. પરંતુ એક કૃત્રિમતા તેમાં યે દિસે છે. અમુક જ તિથિઓની સાથે જ અમુક અમુક વ્રતો સાંકળી દેવામાં કયો નિયમ અંગીકાર થયો હશે! સાચાં વ્રતો તો ઋતુના ફેરફારોને અનુસરે, ને કાં કોઇ અન્ય કુદરતી નિયમને અનુસરે. એટલી આપણાં નારી-વ્રતોમાં ન્યુનતા છે.

## લોકજીવનનું સમાજશાસ્ત્ર

તેનાં અમુક અમુક અંગો આ આરસી શી વ્રતકથાઓમાં પ્રતિબિમ્બિત થઇ રહ્યાં છે. લોક-સાહિત્ય અમુક સ્વાર્થી સંબંધોમાંથી સરજાયેલું ન હોવાથી તેમાંનું પ્રત્યેક પ્રતિબિમ્બ તે તે કાલ તથા સ્થલને વફાદાર જ

હોવું જોઇયે. દૃષ્ટાંત તરીકે શ્રાવણીઆ સોમવારની કથામાં, પાપિષ્ઠા અપર માએ નીંભાડામાં સંતાડેલો કુંભારણનો પુત્ર શોધવા જનારા રાજાએ પૂછ્યું :

" બાઇ બાઇ, તારો નીંભાડો ઉખેળવા દે. "

"મારો તો સવાલાખનો નીંભાડો, હું કેમ ઉખેળવા દઉં ?"

" લે બાઇ, તારા સવાલાખના નીંભાડા સાટે આ મારી અઢી લાખની હીરાની વીંટી."

એમ રાજા એ આરોપીને પણ ગુન્હો પુરવાર થયા પહેલાં હાનિ ન કરી શકે, એવી પવિત્ર આદર્શ-ભાવના મ્હેકતી હસે. રાજાની રાણીઓ, કુંભારણનાં વ્રતને પોતાના વ્રત કરતાં પણ ચડિયાતાં સાંભળીને ઇર્ષ્યા નથી કરતી પણ ગાજતે વાજતે અડવાણે પગે ચાલીને કુંભારણનાં વ્રત વધાવવા જાય છે, એમાં પણ રાજત્વનું સ્વરૂપ જોવાય છે. વનડીઆની વાર્તામાં રાણીઓથી પણ જ્યારે દેવળ પરનું સોનાનું ઇંડું ન ચડી શક્યું, ત્યારે સતની અવધિ આવી રહી મનાઇ. એટલે કે રાજાની રાણીના શિર પર તો શિયળની સર્વોપરિ નિર્મળતા સેવવાની જવાબદારી હતી.

હવે આચારની ચુસ્તતા સામે પણ જરૂર પડતાં એ સમાજ કેવી છૂટ લેતો હશે તેનું ઉદાહરણ વિચારીએ: સામાન્ય રીતે ધાર્મિકતાનો અતિરેક નિર્જીવ આચારોનું પણ કારાગૃહ સરજે છે. હવે આંહી જુઓ. પુરૂષોત્તમ માસની કથામાં, આચારોનું કડક પાલન કરનારો ખુદ બ્રાહ્મણ પણ એમ કહે છે કે:

"કન્યાના ત્રણ ફેરા આ પોથી સાથે ફેરવી લઇ, ઘેરે તેડી જાઉં, અને ચોથો ફેરો મારો દીકરો કાશીએથી આવશે ત્યારે ફેરવી લઇશ."

રૂઢીગ્રસ્ત ગણાતા નારી-હૃદયમાં સમાજ-સુધારણાની આવી મુક્ત લહરી પણ વાતી હશે. એવો જ એક પ્રસંગ 'વીરપસલી'માં આવે છે; વ્રત કરતી એ અભાગણી અને પતિત્યકતા બ્હેનને, રોજ ન્હાઇ, દેવતા પર ધૂપ કરી, પછી જમવું, એટલો વિધિ કરવાનો હતો. પરંતુ એ સ્નાન કરવા જાય એટલે પાછળથી એની કુટિલ ભોજાઇઓ, ચૂલા માંયલો અગ્નિ ઓલવી નાખે છે. રોજ બ્હેનના વ્રતમાં ક્જીઆ નડે છે. પછી એ બોલી,

"સારૂં માડી ! હું હવેથી કટુડીયામાં દેવતા લઇને સીમમાં જઇશ. વાછરૂના કાનમાં દાણા મેલીશ, વાછરૂ સાંભળશે ને હું વાર્તા કહીશ."

એક બાજુથી વાર્તા કહેવાની વિધિ કેવી સખ્ત !

"વાર્તા નો કહીએ તો ઉપવાસ પડે !"

અને બીજી બાજુથી વાર્તા તો માનવીને બદલે વાછરૂને પણ સંભળાવી શકાય. આચારની સખ્તાઇને આવી ઉદાર રીતે ઢીલી કરી શકાતી. એવોજ પ્રસંગ પુરૂષોત્તમ માસની કથામાં છે. વાંઝીયાને ઘેર બ્રાહ્મણો જમવા જવાનું માનતા નથી એટલે "વહુ પીપળાઓને નોતરૂં દઇ આવે છે." પશુ પંખી અને વનસ્પતિ વિગેરે જીવ સમસ્તમાં પોતાના સરખોજ પ્રાણ ધબકતો જોવાની દષ્ટિમાંથી જ આવી રૂઢીમુક્ત સજીવતા જન્મતી હશે.

સમાજ–જીવનની હુબહુ ભાવના તો શીતલા–સાતમમાં સંઘરાયલી પડી છે. એ નાળીએર જેવડાં ફળથી લચકાતો આંબો, એ મોતી સમાં નિર્મળાં નીરે ભરેલી તળાવડીઓ, ને એ બાર ગાઉના સીમાડા ભમતી સાંઢડી: તમામનો વેદના–સૂર એજ છે કે "શા માટે સમાજમાં કોઇ અમારી સમૃદ્ધિનો ઉપયોગ નથી કરતું ?" નિરૂપયોગી પડયા રહેવામાં હીનભાગ્ય મનાવાનો એ આદર્શ છે. ને ત્યાર પછી આવે છે સામાજીક પાપો અને તેની સજાનુ વર્ણનઃ સમાજને શાસ્ત્રો ન સંભળાવનાર વિદ્વાન બ્રાહ્મણ, છાશમાં દગો કરનાર દેરાણી જેઠાણી, અન્યને પોતાની ઘંટીએ દળવા ન દેનાર નારી, પરસ્પર કલહ કરનાર પટેલો, સખાવત ન કરનારો સંતતિહીન શ્રીમંત, એ બધાં દુર્ગતિને પાત્ર પાપીઆં ઠર્યાં. કેમકે તેઓએ તે કાળની સામાજીક જવાબદારીઓ અદા ન કરી. એટલે કે તે સમયની સમાજ–રચનામાં પાડોશીધર્મ પ્રાણરૂપે હશે.

## કુમારિકાનાં વ્રતો

એ તો જાણે કે વ્રતો નથી, પણ વર્ષોવર્ષ, ઋતુના રંગ અનુસાર, નાની કન્યાઓની સાથે રમવા આવતી તેવતેવડી સહીયરો છે. માનવ–દેહ ધરીને કુદરતમાતાની કન્યાઓ જાણે કે કવિતારૂપે પ્રગટ થાય છે. એને મળતાંની વાર જ કુમારિકાઓના ઉલ્લાસ કવિતારૂપે પ્રગટ થાય છે. એ

કુમારિકા-વ્રતોનું સાદામાં સાદું એક સ્વરૂપ લઇએ : કોઇ પણ સાંજરે નાની કન્યાઓ રમવા નીસરે, એમાંની જે કન્યા પહેલવહેલું ચાંદરડું આકાશમાં ઉદય પામતું નિહાળે, તે તુર્ત જ હાથની કલ્પિત કંકાવટી કરી, કલ્પિત છાંટા ઉરાડી સૂત્ર સમું જોડકણું બોલવા લાગે :

પે'લું ચાંદરડું મેં પૂજ્યું
પછી મારા વીરે પૂજ્યું,
આભલું ડાભલું
કૂરડીમાં સાકર
ભાઇ બાપ ઠાકર
દરિયામાં દીવો
ભાઇ બાપ જીવો
સૂડી વચ્ચે સોપારી
મારો ભાઇ વેપારી
ધાન ખાઉં ધૂળ ખાઉં
ભાઇ ઉપરથી ઘોળી જાઉં.

બસ ! વર્ષની ત્રણસો ને પાંસઠ સંધ્યાઓનું એક અમર વ્રત ચાલુ થઇ ગયું. એક બાજુ પ્રકૃતિનું પૂજન ને બીજુ બાજુ કૌટુમ્બિક પ્રીતિ: આભનો તારો, દરિયાનો કોઇ દીવો અને પોતાનો ભાઇ : એ ત્રણે વચ્ચે કંઇક અગમ્ય સામ્યની દૃષ્ટિ ! અને સહુ ઉર્મિના શિર પર કુટુંબ માથેથી ન્યોછાવર થઇ જવાની બલિદાનવૃત્તિ. એનો સમુચ્ચય એટલે વ્રત !

એવું જ વ્રત લો આંબરડાફોફરડાનું, પોષીપૂનમનું, કે તુલસી-વ્રતનું. કન્યા સમજણી થાય કે તુર્ત જ કાર્તિકના શુકલપક્ષની વ્હેલી પરોડે, છતે ચાંદરડે ઠંડા પાણીનું સ્નાન કરી અંધારામાં ને અંધારામાં ચાર નાનાં ફૂલો લઇ દેવમંદિરે દોડે, અને સાથીઆ કરતી કરતી પશુ-જીવનની કેવી ભાવજનક કલ્પનાનું જોડકણું ગુંજવા લાગે !

ગાય રે મા
તું મોરી મા

નત નત ડુંગરે ચરવા જાય
ચરી કરી પાછી વળી
ગંગાજી પાણી પીવા ગઇ
સામો મળીઓ સિંહ ને વાઘ
વાઘ કે' મા તને ખાઉં
ના રે ભાઇ મને નો ખવાય
મારા છાણનો ચોકો થાય
મારા ઘીનો દીવો બળે
મારૂં દુધ મહાદેવને ચડે*

પશુઓ પ્રત્યેની પ્રત્યુપ્રકારબુદ્ધિ, જીવનની વિશુદ્ધિ અને કલ્લોલ કરતી તિતિક્ષા: એ બધું સ્વયંપ્રેરિત; કશું બલાત્કારમાંથી ઉદ્ભવેલું નહિ. મોળાવ્રત, અહલીપહલી ઇત્યાદિ કુમારિકા-વ્રતોમાં પણ એ જ કૌટુમ્બિક ભાવના ને એવી કાવ્યમય કલ્પના વિલસી રહી છે. મોળાવ્રત તો 'ગૌરી'નું -ગોર્યનું વ્રત છે. પણ 'ગોર્યમા'ની એ બાલ-કલ્પનામાં કશું ભયંકર, ઠાઠભર્યું, ભવ્ય કે કઠોર તત્વ નથી. 'ગોર્યમાં' તો જાણે કોઇ ફોસલાવી શકાય, ખોળામાં રમી શકાય, ને અંતર ખોલીને જેની કનેથી

કંથ દેજો કહ્યાગરો
નણંદ દેજો સાહેલડી
સાસુ દેજો સુખાળવાં
સસરો દેજો સવાદીઆ

એવી બક્ષીસો માગી શકાય તેવાં બાળાંભોળાં જ કલ્પાયાં છે.

એટલું જ બસ નથી. જ્યારે જ્યારે પૌરાણિક વ્રતને પણ આ કુમારિકાઓનાં લોક-વ્રતોમાં પેસી ગયેલું આપણે જોઇએ છીએ, ત્યારે પણ લોક-કવિએ એ વ્રતની અસલની તમામ કઠોર રેખાઓને ભૂંસી નાખી, ફળ અને શિક્ષાના અતિશયોક્તિભર્યા ભયાનક ખયાલો અળગા મેલી,

* 'આંબરડા- ફોરડા' વ્રતની અંદર આ પછીની આડબંરી અને કઠોર વૈરાગ્યભરી પંક્તિઓ અર્થશૂન્ય અને અસંબદ્ધ લાગે છે. એ આમાં શી રીતે પેસી ગઇ હશે !

પાંડિત્યની બધી પરડ ચુંટી કાઢી, પોતાની કલ્પનાના કોમલ સ્પર્શ વડે સૌમ્ય સ્વરૂપ ઘડી કાઢ્યું છે !'તુલસી-વ્રત' લો. તુલસીવ્રત એટલે કાર્તિક સુદ એકાદશી–દેવદીવાળી. 'વ્રતરાજ' માંનું એનું પૌરાણિક વર્ણન અસહ્ય થઇ પડે તેવું છે. હવે એને લોક-કન્યાઓએ કેવી રીતે સાદું બનાવી કાઢ્યું ! તુલસીને જેમ શ્રીકૃષ્ણ સરખો સ્વામી મળ્યો, તેમ મને પણ મળો, સંસારમાં હું સામાન્ય સુખી રહું, એટલી જ સાદી સરલ વાંચ્છનાથી પ્રેરાઇને કન્યા કહે છેઃ

તુલસી મા તુલસી મા
વ્રત દ્યો. વરતોલા દ્યો.

ત્યારે તુલસી મા કહે છે કે

તમથી વ્રત થાય નહિ
ને વ્રતનો મહિમા પળાય નહિ.

હઠીલી કુમારિકા કહે

થાય તો ય દ્યો
નો થાય તો ય દ્યો !

ત્યારે સુંવાળી વાણીમાં માતાજી સમજાવે છેઃ

અષાઢ માસ આવે
અંજવાળી એકાદશી આવે
સાતે સર્યે સાતે ગાંઠે દોરો લેવો
નરણાં ભૂખ્યાં વાર્તા કહેવી
વાત ન કહીએ તો ઉપવાસ પડે.

વાર્તા કહેવાની પ્રથાને ચિરંજીવ કરવા માટે કેવું હળવું છતાં કડક બંધન મૂકી દીધું ! અને કાવ્યમયતા તો હવે આવે છે; વાર્તા કોને અને શી રીતે કહેવી ?

પીપળાને પાન કહેવી
કુંવારીને કાન કહેવી
તુલસીને ક્યારે કહેવી

ધીરે તો ધીરે કહેવી
બામણુને વચને કહેવી
સૂરજની સાખે કહેવી

આટલા શબ્દોમાં જ આર્ય ગૃહજીવનની રમ્ય વિશુદ્ધિનો–મરજાદી ચોકખાઇનો નહિ–સુર્વાંગ સુંદર આભાસ થઇ જાય છે. આપણી આસપાસ જાણે એ જીવન-શુદ્ધિની સુવાસ ફોરે છે. અને એ વ્રતનું ઉજવણું પણ સારૂં: વ્રતની પાછળ રહેલી કામના શુદ્ધ સાંસારિક: કોઇ દેવને વસમી ન પડે તેવી:

પે’લે વરસ લાડવો ને ઘાડવો
આવે ચોખો જનમારો
બીજે વરસ મગનું ફુંડું
આવે રે એવાતણ ઉંડું
ત્રીજે વરસ શાળ સુપડું
આવે રે સંસારનું સુખડું
ચોથે વરસે ચરણાં ચોળી
આવે ભાઇ ભૂતરની ટોળી
પાંચમે વરસ ખીરે ખાંડે ભર્યાં ભાણાં
આવે શ્રીકૃષ્ણનાં આણાં !

સાચાં ને સ્વાભાવિક બંગાળી કુમારિકા-વ્રતોમાં પણ આવી રીતે કૌટુમ્બિક જીવનની જ માગણી હોય છે. કુટુમ્બ-જીવનની એ પ્રીતિ જાણે કે પ્રકૃતિના ધાવણમાંથી જ ધાવતી ગુર્જર કન્યાઓ બોલી ઉઠતી કે

અવીહ રે તમે ચાલી દેજો ઝારી દેજો
ગોખડીએ બે બેસણું દેજો
આણે પરીઆણે વીરોજી દેજો
રાંધણીએ વવારૂ દેજો
પીરસણે માતાજી દેજો
પાટલે જમવા બાપ દેજો
ભેગો જમવા ભાઇને દેજો !

પોષી પૂનમના વ્રતમાં પણ પ્રકૃતિ-પૂજન અને કૌટુમ્બિક મમતા કાવ્યની વાણી વાટે વ્યક્ત થાય છે. આઠ આઠ વર્ષની કન્યાએ નદીએથી સ્વહસ્તે માંજીને નાનું બેડું ભરી આવવું અને અલાયદો ચૂલો કરીને ઉઘાડા આભ નીચે-છાપરા વિનાની જગ્યાએ જ રસોઇ કરવી : બનતાં સુધી અગાસી જ પસંદ કરવી.

"પોષ મહિનાની પુનમે રે
અગાસે રાંધ્યાં અન્ન વાલા."

અને પછી એક ચાનકી કરી, તેમાં કાણું પાડી તે ચંદ્રમા આડી ધરી, કાણા વાટેથી ચંદ્રને નિહાળી કાવ્ય સંબોધવું કે

ચાંદા તારી ચાનકી
મારૂં ચુરમું
ભાઇ જમ્યો
બેન ભૂખી!

અને પછી

ચાંદા તારી ચાનકી
કુતરા તારી રોટલી
આજ મારી પોષી પૂનમ!

એટલું કહી કૂતરાને રોટલી નાખવીઃ તે પછી

પોષી પોષી પૂનમડી
અગાસીએ રાંધ્યાં અન્ન
ભાઇની બેન જમે કે રમે?
જમ બેન જમ!

એમ ભાઇની રજા લઇને જ પોતાનું રાંધેલું અન્ન-પૂર્ણ ચંદ્રોદયની અંદર બેઠાં બેઠાં જમવું; એ બધી ક્રિયા કોઇ શાસ્ત્રીય વ્રતમાંથી નહિ જડે. એ વ્રતના ગર્ભમાં શી શી ભાવનાઓ વિલસી રહી છે? સંપૂર્ણ સ્વાશ્રયઃ એક દિવસનો સ્વતંત્ર ગૃહસંસાર; ઉઘાડા ગગન સાથે મહોબ્બતઃ ચંદ્રિકાની તેજ-ઔષધિઓનું રસોઇમાં ઝીલાવું: આભના ચંદ્ર અને ધરતીના 'ભાઇ' વચ્ચે સામ્યની દૃષ્ટિઃ અને પશુજગતના પ્રતિનિધિ તરીકે

કૂતરાનો પણ એ અન્નમાં હિસ્સો: એક નાની કન્યાના અંતરમાં આટલી એકસામટી પ્રેરણા પૂરવાનું કેટલું સહજ કાર્ય આ વ્રત કરી આપે છે! આ વ્રતને આપણે એક કાવ્ય જ કાં ન કહીએ?

આપણાં અને બંગાળાનાં અમુક કુમારિકા–વ્રતો તો મળતાં આવે છે. આપણા મોળાકત જેવું જે એનું 'શસપાતા' વ્રત છે. એમાં પણ જવેરા અને જાગરણ છે. એ કુમારિકાઓના ઉચ્ચારોમાં પણ આપણી માફક જ કૌટુમ્બિક સુખની યાચના, પ્રવાસે પળેલાં સ્વજનોની મંગલ–વાંછના છે; ગાય પીપળા અને ધરતીને વંદના છે, વેદગાથાને સ્મરાવે તેવો કલ્પના-વૈભવ છે. બારે માસનાં ભિન્ન ભિન્ન ઋતુ–સ્વાગતો છે. એની બરાબરી તો આપણું ગુર્જર વ્રત સાહિત્ય પણ કરી શકે તેમ નથી.

એ બંગાળી કુમારિકા–વ્રતને શુદ્ધ કંઠસ્થ સ્વરૂપે, "ઠાન દિદિર થલે–દાદીમાની બચકી" નામના પુસ્તકમાં શ્રીયુત દક્ષિણારંજન મજમૂદારે સંઘર્યાં છે. અને તેના પરથી "બાંગ્લાર વ્રત–બંગાળાનાં વ્રતો" નામક એક બંગાળી ભાષાનો ગ્રંથ વિશ્વવિખ્યાત કલાધર અવનીન્દ્રનાથ ઠાકુરે લખ્યો છે, ને તેનો ફ્રેંચ ભાષામાં અનુવાદ પણ થયો છે. એ ગ્રંથમાંથી સારભાગ અત્ર ઉતારેલ છે.



# બંગાળાનું વ્રત-સાહિત્ય

[ અવનીન્દ્રનાથ ઠાકુર ]

આપણા દેશમાં (બંગાળામાં) બે જાતનાં વ્રતો પ્રચલિત દેખાય છે. (૧) શાસ્ત્રીય વ્રત (૨) મેયેલી વ્રત. આ 'મેયેલી વ્રત'ના બે વિભાગ છે. (૧) કુમારી વ્રત : જે પાંચ છ થી આઠ-નવ વર્ષની કુમારિકાઓ કરે છે. અને (૨) નારી-વ્રત, જે વિવાહિત સ્ત્રીઓ કરે છે. આમાંથી શાસ્ત્રીય અથવા પૌરાણિક વ્રતો હિન્દુ ધર્મની સાથોસાથ આ દેશમાં પ્રચાર પામ્યાં છે, અને આ બન્નેથી નિરાળાં મેયેલી વ્રતો, તેમાં રહેલાં અનુષ્ઠાનો ઝીણવટથી તપાસતાં, પુરાણોની પૂર્વેના સમયનાં માલુમ પડે છે. એની અંદર હિન્દુધર્મ પૂર્વેના તેમજ હિન્દુ ધર્મના, બન્નેના સેળભેળનો ઇતિહાસ ઉકેલી શકાય છે અને બન્ને વ્રતોની બનાવટની ભિન્નતા સ્પષ્ટ નિહાળી શકાય છે.

**શાસ્ત્રીય વ્રત** : એમાં સહુથી પ્રથમ તો સામાન્ય વિધિ-જેવા કે આચમન, સ્વસ્તિ, વચન, સંકલ્પ, ઇત્યાદિ આવે; પછી બ્રાહ્મણને દાન-દક્ષિણા દેવાય ને કથા-શ્રવણ થાય. આ થઇ પૌરાણિક વ્રતની રચના.

**નારી વ્રત** : શાસ્ત્રીય વ્રતો અને કુમારિકા વ્રતોની મિલાવટ કરીને રચેલાં આ વ્રતો છે. એમાંથી વેદ વિધિઓની ગંભીરતા તેમજ સજીવતા યે ચાલી ગઇ છે. તેમજ લોક-વ્રતોની સરલતા પણ લગભગ નાશ પામી, પૂજારી બ્રાહ્મણ અને સામાન્ય ક્રિયાકાંડનાં જટિલ અનુષ્ઠાન-ન્યાસ-મુદ્રા-તંત્રમંત્રનું જ મહત્ત્વ સ્થપાઇ ગયું છે.

**કુમારિકા વ્રત :** શુદ્ધ અસલી સ્વરૂપે તો આ વ્રતો જ રહ્યાં દેખાય છે. એમાં રંઘોળી, કન્યાની જે મન-કામના હોય તે મુજબની જ ચિત્રાકૃતિ, એના ઉપર ફુલ ધરવું, અને 'જો કોઇ વ્રતકથા હોય તો તે સાંભળવી: બસ એટલું જ છે. એમાં પૂજારી અને તંત્રમંત્રને સ્થાન જ નથી.

શાસ્ત્રીય વ્રતો ન તો પ્રાચીન રીત રિવાજોની ચર્ચામાં કામ લાગે, ન લોક-સાહિત્યમાં લઇ શકાય, કે ન તો લૌકિક ધર્માચારનું સંશોધન કરવામાં મદદ રૂપ થાય. લોક-સમુદાયની સાથે એને સાચો સંબંધ જ નથી. લોકોની રહેણી કરણી અથવા વિચારણાની છાપ જ તે વ્રતો ઉપર નથી.

## વેદ સાથે તૂલના

સાચાં મેયેલી વ્રતોમાં-તેનાં જેડકણામાં તેમજ તેની રંઘોળીમાં તો એક પ્રજાના હૃદયની, વિચારણાની ને જીવનની સ્પષ્ટ છાપ દેખાય છે-જેવી રીતે વેદનાં સૂક્તોની અંદર આર્ય જાતિનું ચિંતન, એનો ઉદ્યમ ને એનો ઉલ્લાસ ખીલી નીકળતાં દેખાય છે. વેદનાં સૂક્તો અને આ મેયેલી વ્રતોનું સાહિત્ય: બન્નેની અંદર લોક-સમુદાયની આશાઓ, આશંકાઓ, ચેષ્ટાઓ અને મનકામનાઓ વ્યક્ત થાય છે અને તેથી જ બન્નેની વચ્ચે એક સુંદર મેળ મળે છે. નદી, સૂર્ય, ઇત્યાદિ અનેક વૈદિક દેવતાઓ છે. તેઓને સંબોધીને આ મેયેલી વ્રતોમાં પણ જેડકણાં ઉચ્ચારાયાં છે. દષ્ટાંત તરીકે, વેદ-યુગમાં ઉષાનું આવાહન કરતાં ઋષિએ ગાયું કે

"સૂર્યની માતા, શુભ્રવર્ણા, દીપ્તિમયી ઉષા આવે છે."

અને સૂર્યને સંબોધીને લલકાર્યું કે

"એના અશ્વો એને આખા જગતથી ઉંચે ફેરવી રહ્યા છે."

વળી સમસ્ત નદીઓને સંબોધીને વેદ-કવિ ગાય છે કે

"નિરનિરાળાં નીર એકત્ર મળે, અન્ય જલો પણ તેઓની સાથે આવીને ભળે, ને એ સર્વે મળી સમુદ્રના વડવાનલને પ્રસન્ન કરે."

હવે શાસ્ત્રીય વ્રતોમાં પ્રચલિત જે કૃત્રિમ, કવિત્વહીન અને આડંબરી સૂર્ય-સ્તવન છે, તેની સાથે ઉપરની વેદની કવિત્વભરી વાણીને સરખાવીએ:-

नम : नम : दिवाकर भक्ति कारन
भक्तिरुपे नाउ प्रभु जगत्–चालन
भक्तिरुपे प्रताप कहिले तूयापाय
मनोवाञ्छा सिद्धि करेन प्रभु देवताय

આમાં વેદગાનનો સૂર્ય અને શાસ્ત્રીય વ્રતોનો સૂર્ય: બન્ને વચ્ચેનો તફાવત જોઇ શકાય છે. હવે શુદ્ધ મેયેલી વ્રતના જોડકણાની અંદર સૂર્યને ઉષાને અને નદ—નદીઓને કેવા ભાવે લોકોએ વર્ણવ્યાં તે જોઇએ:

સાત સમુદ્રે વાયુ ખેલે
કયે સમુદ્રે છોળ ઉછાળે !

\+ + +

દૂર દૂર દેખાય મોટા મોટા મહેલ
એ તો બ્હેન સૂરજની માતાના મહેલ

સૂરજની મા ! સૂરજની મા
બારે બેસીને તું શું કરે રે,
ઘોડલાંની જોડ ! ઘોડલાંની જોડ !
આવે ચડીને તારો બેટડો રે.

ત્યાર પછી વસન્તઋતુની પુત્રી ચંદ્રકલાની સાથે સૂર્યના પ્રણયનું એક રૂપક જોઇએ:—

માધવની કન્યા ચંદ્રકળા મોકળા મેલે કેશ
એ દેખીને સૂરજ રાણો ભમે દેશે દેશ.

માધવની કન્યા ચંદ્રકળા પાલવ મેલે છુટો
એ દેખીને સૂરજ રાણો ઘર ઘર હીંડે જોતો.

માધવની કન્યા ચંદ્રકળા કંકણ પે'રે કાંડે
એ દેખીને સૂરજ રાણો વીવાની વાતડી માંડે.

હવે, વેદનાં સૂક્તોનો સુંદર અંગ્રેજી ભાષામાં તર્જુમો થયો છે, અને આ વ્રતનું જોડકણું તો બાપડું ચાલુ બંગાળી ભાષામાં છે. તેથી કરીને વેદનું

સુક્ષ્મ લાગે છે જરા ગંભીર, ને વ્રતનું જોડકણું લાગે છે છોકરાની રમત જેવું! પણ જો એનો યે અંગ્રેજી તર્જૂમો કરીએ તો એ બન્નેમાં એક જ વસ્તુ દેખાશે :—

Young Moon, daughter of the spring, has untied her tresses, and the Sun gces seeking her through many lands. Spring's daughter the young Moon has nnfolded her silver robe and the sun peeps into many houses seeking her. The slender Moon, the spring's lovely maiden, is wearing the silver anklet, seeing which the Sun seeks her union in marriage.

## પ્રાચીનતા

પરંતુ તે પરથી કાંઇ એમ ન કહી શકાય કે પુરાણોને તોડીને શાસ્ત્રીય વ્રતો બનાવ્યાં છે તેમ વેદોને છુંદીને આ 'મેયેલી વ્રતો' સરજ્યાં છે. કેમકે તમામ પ્રાચીન જાતિઓના ઇતિહાસમાં જોઇ શકાય છે કે—શું મિસરમાં, શું મેકસીકોમાં, કે શું ભારતવર્ષમાં, અસલનો માનવી વાયુ, સૂર્ય અને ચંદ્રમા વગેરેની ઉપાસના કરતો હતો. બન્યું છે એવું કે એક તરફથી ભારતવર્ષમાં પ્રવાસી રૂપે આવેલા આર્યોની વ્રતવિધિઓ ચાલતી હતી અને બીજી બાજુ ભારતવર્ષના નિવાસીઓનાં વ્રતો ચાલતાં હતાં. એકે તપોવનની છાયાનો આશરો લીધો અને બીજા નદીતટ પરનાં ન્હાનાં ગામડાંનાં શાંત ઝુંપડાંમાં રહેતાં. આ પ્રવાસી અને નિવાસી બન્ને પ્રજાદળની અંદર રહેતી હતી હિન્દુ જાતિ, કે જેઓએ સમસ્ત દેવતાઓની અંદર વેદના દેવતાઓને જ વિરાટ દેખ્યા, અને જેણે ભારતવર્ષની અસલ નિવાસી પ્રજાના હૃદય પર અને કર્મ પર તેઓની સમસ્ત રહેણી કરણી ને વિચારણાની સ્વતંત્ર સ્ફુર્તિ દબાવી દઇને—પોતાના જ આચાર વિચારો છાપી દેવાનો આગ્રહ ધરાવ્યો હતો. વેદ ને પુરાણ; અને પુરાણોથી યે પુરાણાં જે આ લોક-વ્રતો; એ બન્ને બે મહાન્ પ્રજાઓના પ્રાણની મહાકથાઓ છે.

## પૃથ્વીનું મમત્વ

આર્યો અને આર્યોના પૂર્વગામીઓ : એ બન્નેનો સંબંધ પોતાની જન્મભૂમિ આ પૃથ્વીની જ સાથેનો હોવાથી બન્ને પ્રજાની મનકામનાઓ પણ ઘણું ખારૂં આ પૃથ્વીની સાથે જ જોડાયલી છે; એટલે કે ધન, ધાન્ય, સૌભાગ્ય, લાંબું આયુષ્ય; એવી તમામ ધરતીની વસ્તુ સાથે જ તેઓનો આત્મા જડાયલો દેખાય છે. આ વાત તેઓના વ્રતોમાં છપાયલી છે. ઉદાહરણ તરીકે વેદનાં સૂકતો વાટે પુરૂષોએ ચાહના પ્રગટ કરી કે

"ઇન્દ્ર અમને સહાય આપો! એ અમને વિજય અપાવો! શત્રુઓ દૂર નાસી જાઓ–ઇત્યાદિ."

અને બંગાળી વ્રતો વાટે નારીજાતિના પ્રાણે યાચના કરી કે:

रने रने एयो हव
जने जने सूयो हव
आकाळे लक्ष्मी हव
समये पुत्रवती हव

જુદ્દે જુદ્દે સુહાગણ રાખજે
વારે વારે સુવાસણ રાખજે
આ જન્મે લક્ષ્મીવતી કરજે
સુકાળે પુત્રવતી કરજે.

હવે શાસ્ત્રીય વ્રતોમાં પ્રગટ થયેલી પરલોક–ફલની વાંછના જુઓ:

વસુમાતા દેવી ઓ ! કરૂં નમસ્કાર
પૃથિવીમાં જન્મ મારો ના દેજો આવાર !

પૃથ્વીની વસ્તુઓ પરના આ ઘોર વૈરાગ્યની અંદર જે અસ્વાભાવિક પ્રાર્થના અને કલ્પના છે, તે નથી વેદની, વા તો નથી વ્રતોની. વેદના સૂકતો અને વ્રતોનાં જોડકણાં; બન્નેને આપણી રૂપકથા માંહેલાં ગરૂડપંખી અને ગરૂડપંખણીની સાથે સરખાવી શકાય. બન્ને પૃથ્વી પરનાં છે, છતાં વેદનાં સૂકતો ઉન્મુકત ને સ્વતંત્ર છે, અરણ્યોની નીલિમા ઉપર આસમાન-માંથી વરસતા નર–પંખીના ગાન સરખાં છે, વિશાળ પૃથ્વીના વિહારી

એ પુરૂષ–કંઠના લલકાર સમા છે; જ્યારે વ્રતોનાં જોડકણાં, જાણે કે માળામાં બેસીને, લીલી ઘટાની અંતરાલમાંથી ગાતી પંખણી–માદાના મધુર કિલ-કિલાટ સરીખાં છે. છતાં બન્ને ગાન આ ધરતીના જ સૂરમાં બંધાયલાં છે.

## વ્રતની વિધિ

શાસ્ત્રીય વ્રતોમાં, દરેકને લગતી મનકામના ભલે ભિન્ન ભિન્ન હોય. છતાં તેની ક્રિયા તો બ્રાહ્મણ એકજ તરેહની કરાવે : એકજ મંત્ર ! માત્ર તેમાં દેવ કે દેવીનાં નામ બદલાય : અને અન્ય વિધિઓ પણ એક જ સરખી. સાચાં લોક–વ્રતોમાં એમ નથી. ત્યાં તો જે મનકામના હોય, તેની સાથે બંધ બેસતી ક્રિયામાં જ આંતર–ઇચ્છા પ્રગટ થાય. દષ્ટાંત : વૈશાખ માસમાં સરોવરો સૂકાઇ ન જાય, ગરમીમાં વૃક્ષો મરી ન જાય, તેવી પ્રાર્થનાને પ્રગટ કરવા માટે, "પૂર્નિપુકુર વ્રત"ની અંદર, સરોવરની રચના કરવી જોઇએ, તેમાં બેલ-વૃક્ષની ડાળખી ચોડવી જોઇએ, સરોવરમાં છલોછલ પાણી ભરવું જોઇયે ને તે પછી પેલી ડાળીને ફુલ–માળા આરોપવી પડે તથા સરોવરની ચોપાસ ફુલોના શણગાર કરવા પડે. એ જ રીતે તમામ વ્રતોની વિધિમા કન્યાઓની વાંચ્છનાને અનુરૂપ રચના થાય છે.

## દટાયેલો ઇતિહાસ

આ વ્રતો તો માનવીની સાધારણ સંપત્તિ છે. કોઇ અમુક ધર્મ કે અમુક જ જાતિના વાડામાં એ બંધાયલી નથી. ઋતુઓના પરિવર્તનની સાથોસાથ માનવ–દશામાં જે પલટો આવે છે, એ પલટાતી સ્થિતિને વટાવી જવાની ઇચ્છામાંથી જ આ વ્રત–ક્રિયા ઉત્પન્ન થાય છે. નિરનિરાળી વિધિ વાટે માનવી મનકામના સફલ કરવા માગે છે, એનું નામ જ વ્રત. પુરાણ જેટલું જ પુરાતન–બલ્કે તેથી યે પૂરાતન, માનવીનું રચેલું એ વિધાન છે.

આટલા બધા પ્રાચીન કાલની આ સંપત્તિ બંગાળીઓને ઘેરેઘેરે આજ પર્યંત શી રીતે ચાલુ રહી ગઇ ? ઉત્તર એ છે કે આપણા સમાજનો બાહેરનો અંશ છો ને ચાહે તેટલો બદલી ગયો, પણ આપણું અંતઃપૂર તો તેની સાથે નથી જ પલટાયું. એ તો ગઇ કાલે-પરમ દિવસે, બલ્કે તેથી યે અને તેનાથી યે પૂર્વે જે હતું તેનું તે જ આજે પણ છે. એટલેજ આ નારી–વ્રતો ત્યાં જળવાઇ રહ્યાં. માનવી મરી જાય, પ્રજા યે પ્રજાનો

લોપ થઇ જાય, છતાં તે પ્રજાના આચાર અને વિચારનો પ્રવાહ તો તેઓની પાછળ પણ વહેતો જ રહેવાનો. અમેરિકાના અસલ અધિવાસીઓની એવી દુર્દશા ખ્રીસ્તીઓએ કરી, કે તેઓને પૃથ્વી પર રહેવાની જગ્યા જ ન રહી; તેમ છતાં તેઓનું શિલ્પ, તેઓનાં મંદિરો, મઠો અને તેઓનાં ઘરબાર; કંઇક માટીની અંદર, કાંઇક માટીના પડને માથે અરણ્યોમાં, અને વળી કેટલાંક લોક–સ્મૃતિની અંદર અંતઃપૂરમાં સચવાઇ રહ્યાં: મારનારાઓને મુખેથી જ મરનારાંઓનો ઇતિહાસ બોલાવવાને માટે! બંગાળાનાં આ વ્રતો પણ તેજ પ્રમાણે આપણી પુત્રીઓ દ્વારા કોઇ વાર રંગોળીના શિલ્પ વાટે, કોઇ વાર કવિતા અને નાટક વાટે, કોઇ વાર કલા અને સાહિત્ય વાટે, ને કોઇ વાર વળી ધર્મની ક્રિયાઓ વાટે સંઘરાઇ રહેલા, પેલી પ્રાચીન જાતિના જીવનના ઇતિહાસ સરીખાં છે. વ્રતોની અંદર એ પ્રાચીનકાળની નાટ્યકલા, નૃત્યકલા, ચિત્રકલા, સંગીતકલા, ઉપાખ્યાન પર્યંતની સામગ્રી સાંપડી રહે છે. અને તેથી આ વ્રતો તુચ્છકારવા જેવાં નથી.

## જંગલી નથી!

અને જેની અંદરથી સભ્ય જાતિનાં આવાં સુલક્ષણો મળી આવે છે, એ વ્રતોને આપણે કોઇ જંગલી પ્રજાની અંધશ્રદ્ધાનું પ્રદર્શન કહીને જ કેમ પતાવી શકીએ? આર્યો જેઓને જંગલી વ્રતો કરનારા અને નિરુદ્યમી લુંટારાઓ એવે નામે ઓળખાય છે, તેઓનું તો આ વ્રતોની અંદરથી અને શિલ્પચિત્રના ઇતિહાસમાંથી આપણને તદન ઉલટું જ ઓળખાણ થાય છે. જેમ કે વાસ્તવિદ્યા એ મયશાસ્ત્ર છે. હવે મય તો દાનવ હતો! વળી આર્યો તો જ્યારે યુદ્ધવિજયની મનકામના ઇંદ્રના હોમહવન વાટે કરતા હતા, ત્યારે બીજી બાજુ આ જંગલી વ્રતો કરનારાઓ તો અસ્ત્ર શસ્ત્રો અને ગઢ કિલ્લા બાંધી રહ્યા હતા–ઇન્દ્રને ખુશી કરવા નહોતા બેસી રહ્યા. તેમજ તેઓની કન્યાઓ પણ કેવાં વ્રતો કરતી!–"રને રને બેટો હવ, જને જને સૂયો હવ, આકાલે લક્ષ્મી હવ, સમયે પુત્રવતી હવ!" જેની પુત્રીઓ આવી પ્રાર્થનાઓ કરી શકે તેને ભલે તમે જંગલીઓ કહો, પણ તેથી તેઓની સંસ્કૃતિ આર્ય–સંસ્કૃતિથી ઉતરતી હતી એમ ન કહી શકાય. રણચંડીઓની જે

મૂર્તિ આ વ્રતનાં જોડકણાંની અંદર ખડી થાય છે, અબલાઓના હૃદયનો જે એક સંયમવંત સુંદર આદર્શ મૂર્તિમંત થાય છે, તે આદર્શ અને તે મૂર્તિની સરજનહાર પ્રજા જંગલી કેમ હોઇ શકે ?

[ ત્યાર પછી ગ્રંથકર્તા હિન્દુ ધર્મની અનુદારતા ઉપર ઉતરે છે. આ અસલી પ્રજાનાં વ્રતો કે જેને અનુસરતાં વ્રતો બોહીમીઆમાં, ગ્રીસમાં, ને મીસરમાં પણ ચાલુ છે, તેને પણ હિન્દુ ધર્મની માલીકીનાં બનાવી લેવાની અને પોતાના સ્વાર્થ કારણે અનેક તીથિમાહાત્મ્યનાં કલ્પિત વ્રતો ઘડી કાઢવાની બ્રાહ્મણની યુક્તિ પ્રયુક્તિઓ ઉઘાડી પાડે છે. અને બતાવે છે કે એ બ્રાહ્મણરચિત દધિસંક્રાન્તિ, ગુપ્તધન, ધૃમસંક્રાંતિ, દાડિમ-સંક્રાન્તિ, બાહ્મણાદર, ઇત્યાદિ રસહીન કૃત્રિમ વ્રતોથી નિરાળાં આ લોક વ્રતોમાં તો શાસ્ત્રને કે બ્રાહ્મણને સ્થાન જ નથી. તેમાં તો ઋતુઓના ઉત્સવ છે. ]

## વ્રતનો નમૂનો : તોષલા વ્રત

વ્રતોનાં જોડકણાં પૂર્વ બંગાળનાં યે જૂદાં, પશ્ચિમ બંગાળનાં યે જૂદાં, છતાં તે વાંચીએ છીએ ત્યારે ગામડાંની, કુદરતી જીવન-યાત્રાની એવી એક સ્વચ્છ છબી આપણા અંતરમાં જાગી ઉઠે છે કે જે કોઇ પણ શાસ્ત્રીય વ્રતમાં આપણને નહિ જડે. દષ્ટાંત લો : પોષ માસમાં આ દેશમાં ઠંડી સખ્ત પડે છે. અને આ વ્રત સવારનું છે, તેથી અનાયાસે કલ્પના કરી શકીએ છીએ કે અનેક યુગો પૂર્વના બંગાળાના કોઇ એક ગામડા ઉપર રાત્રિનો શ્યામ પડદો આસ્તે આસ્તે સરી પડયો હશે; સાથે સાથે ઠંડો વાયુ સૂસવતો હશે; ગામની ઉપર ઝકુંબેલાં મોટાં વૃક્ષોને માથે હજુ કોઇ પાતળી ચાદર સરીખી ઝાકળ પથરાએલી હશે; પ્રભાત ઝાકળ-બિન્દુઓથી જરી જરી ભીંજાયલું હશે; ગામની વાડે વાડે, અને ઘરોને છાપરે છાપરે, સિમ–વૃક્ષનાં લીલાં લીલાં પાંદડાં ઝુલતાં હશે; ખેતરે ખેતરે રાઇ અને સરસવનાં ફુલ,–દૂધ અને હળદરનાં ફીણ સરખાં ઉછળી રહ્યાં હશે; તે વખતે શમપાત્રમાં રીંગણાંનું પાંદડું ચાંપી, માટી ભરી, કુમારિકાઓ ટોળે મળીને 'તોષલા વ્રત' ઉજવવા ખેતરો તરફ ચાલી નીકળી અને ત્યાં જંગલી ફુલો વતી વ્રતનો આ રીતે આદર થયો હશે:

પ્રથમ તોષલા (સંતોષ દેનારી, ધાન્ય દેનારી) દેવીનું આવાહન કરે છેઃ-

તોષલા દેવી કોણ છો તમે
તમારી પૂજા જે જે કરે
ધને ધાને સુખી થાય
જીવતાં સુધી સુખી થાય

પછી વ્રત-સામગ્રી વર્ણવાય છે :

ગાયનું છાણ, સરસવનાં ફુલ
બાજઠ બેસી, છૂટે કેશ
પૂજીએ રે માબાપનું કૂળ.

" બાજઠ બેસી છૂટે કેશ " : મેકસીકોની રમણીઓ 'છૂટે કેશે' જે વ્રત કરે છે તેની આ પ્રતિછબી મળે છે. પછી કન્યાઓ પોતાની મન-વાંછના જણાવે છે :

કોદાળીએ ખોદાય એટલું ધન દેજો !
ગમાણ-દીવો ગાવડી દેજો !
દરબાર-દીવો દીકરો દેજો !
સભા-દીવો જમાઇ દેજો !
સેજ-શોભવતી દીકરી દેજો !
માણું પાલી હીંગળો દેજો !
ઉંચા કૂળમાં અવતાર દેજો !
ઘર દેજો નગરમાં
ને મૃત્યુ દેજો સાગરમાં !

પછી તો પોષ માસની સંક્રાંતિને દિવસે સૂર્યોદય પહેલાં કન્યાઓ વ્રત વધાવી લઇને, એક કોડીયામાં ઘીનો દીવો પેટાવી, કોડીયાં મસ્તકે મેલી, હારબંધ નદીમાં સ્નાન કરીને તોષલાદેવીને ડુબાવવા જાય છે. પગ તળે ઠંડી માટી છે, ઠંડો વાયુ સૂસવે છે. અને નદીના શીતળ નીરનો સ્પર્શ થતાં કાયા કમ્પે છેઃ આવા શીતળ જળ સ્થળ અને આકાશની સામે કન્યાઓ નદીતીરે જતાં જતાં પડઘો પાડે છેઃ—

આ મહિનાનાં શીતળ પાણી
છલ છલ રે સોહાગણ રાણી
શીતળ નીરે નાયાં
ગંગામાં જઇ નાયાં

એ પછી, થર ! થર ! ઠંડીની અંદર, સૂર્ય અને પૃથ્વીના મિલનની જાણે જરા આકાંક્ષા જાગી—

કડ કડ ટાઢે સૂરજ જાગે
સૂરજ રાણો હગન માગે.

એ પછી ગંગાતીરે પાણીના કલ કલ ધ્વનિ અને પંખીઓના કિલ-કિલાટ રૂપે જાણે કે સૂર્યદેવના વિવાહનાં વાજાં વાગી રહ્યા છે.

રમ ઝમ ! કલ કલ ! ઢમ ઢમ થાય !
સૂરજ રાણાના વીવા થાય !

હજુ તો વૃક્ષવેલડીનાં ઝાકળભીનાં પાંદડાં પોઢેલાં છે; એ વેળા વંરરાજને વેશે સૂર્ય રાણા ચાલ્યા આવે છે; જરાક ઝગ ! ઝગ ! થાતા સોનેરી અજવાળા પરથી એ આગમનનું સૂચન થાય છે. ને કન્યા ગાય છે:

રીંગણાંનાં પાંદડાં ઢોલક બજાવે
કાને કુંડળ ને સૂરજ રાણો આવે.

આ વખતે નદીમાં ડુબાવેલી તોખલા દેવીની બાકીની માટી અને સૂર્ય : એ બન્ને વસ્તુઓએ ધાન્ય ઉગાડવામાં મુખ્ય મદદગાર તરીકે, આભાર માનીને કુમારિકાઓ પાણીમાં રેતી છાંટવાની રમત રમે છે

તે પછી સૂર્યોદયનાં દર્શન કરી, સ્નાન કરી, વ્રતને અંતે નદીતીરે ઉભા રહી, સૂર્યોદયનું વર્ણન કરે છે:—

સૂરજ રાણા ચડિયા છે વડી ગંગાને ઘાટ
કોના હાથમાં તેલ રૂમાલ, આપો સૂરજને હાથ.
સૂરજ રાણા ચડિયા છે વચલી ગંગાને ઘાટ
કોના હાથમાં કંકણ સીંદુર, આપો સૂરજને હાથ.
સૂરજ રાણા ચડિયા છે નાની ગંગાને ઘાટ

સૂરજ ઊગિયા સેજે
ત્રાંબાવરણે તેજે

એ રીતે સૂર્ય–પૃથ્વીમાં સમાની ઊંડી એકતા પણ કલ્પી લેવાય છે.

* * * *

તોષલા વ્રતનો આ તમામ વિધિ : શિયાળાના સવારનાં આ વિવિધ દૃશ્યો, એ તાજી નહાયેલી કન્યાઓના મુખ પરનો સિંદુર, અને ત્રાંબાવરણાં વસ્ત્રાભૂષણોથી વિભૂષિત એ સૂર્ય: એ તમામનું વર્ણન આપણને એવા કોઇ ભૂતકાળમાં ખેંચી જાય છે, કે જ્યાં માનવજીવની તથા સચરાચર વિશ્વની વચ્ચે સરસ નિગૂઢ એક સંબંધ જામી પડયો હતો; અને જ્યાં શાસ્ત્રીય વ્રતોના તેમજ આચાર અનુષ્ઠાનના ભાર નીચે ચગદાઇને માનવી ચોગરદમથી આનંદહીન અને પ્રાણહીન થઇ નહોતો પડયો.

## ભાદુલી વ્રત

ભાદ્ર માસની અંદર પ્રવાસે ગયેલાં સ્વજનોને નદીઓના તથા સમુદ્રનાં તોફાનોમાં નિર્વિઘ્ને પાછા પહોંચાડવાની પ્રાર્થનાથી ભરેલું આ વ્રત છે. એના ભેડકણામાંથી પણ એક દૃશ્ય નાટિકા ગોઠવી કાઢી શકાય છે— પ્રથમ ક્રિયાનો આદર થાય છે— ભાદરવા માસની ભરપૂર નદી: અને કાખમાં ગાગર લઇને જાણે કે બે કન્યાઓ પાણી ચાલી : એક નાની કુમારિકા, એક ઘુંઘટવાળી નાની વહુ અને ત્રીજી સાહીયરો: એક પછી એક નદીના પાણીમાં ફુલ નાખીને કન્યા બોલે—

નદી રે નદી તું ક્યાં જાય?
ક્યાં છે મારા બાપ ને ભાઇ!
(નાની વહુ)
નદી રે નદી ક્યાં જાય છે?
સ્વામી સાસરાના ખબર દે.

એવે વરસાદનું એક ઝાપટું વરસ્યું. બધી કન્યાઓ ચોમેર ફુલ છાંટીને—

નદીનાં નીર, વાદળીનાં નીર, બે નીર હો!
ભાઇના ને બાપના વાવડ કહો!

વૃષ્ટિને અંતે, ઘનઘેરા આકાશની અંદર સફેદ બગલાંનું એક વૃંદ ઉડતું ઉડતું ચાલ્યું ગયું. એક કાગડાનું ટોળું પણ કા ! કા ! કરતું ઝાડ પરથી ઉડીને ગામ ભણી ગયું; ને આકાશ કાંઇક સ્વચ્છ થયું. કન્યા બોલે છે,

કાગા ભાઇ ! બગલા ભાઇ !
ક્યાં ઉડયા ક્યાં બેઠા !
ભાઇ–બાપ ગ્યા છે વેપારે
કયાંય શું એને નો દીઠા !

ત્યાં તો વાદળાં ભેદીને સૂર્યે ભરચક નદીના હૈયા ઉપર ઝલક ! ઝલક ! કિરણો પાથરીને જાણે પાણી સાથે મિલાવી દીધાં. કન્યા ગાય છે.

ચડ રે સૂરજ, જેતો રે'જે
ભાઇ–બાપાને ભાળી હસજે !

કોઇ ગામની એક હોડી તણાતી ચાલી જાય છે. તેને જોઇને—

હોડી ! હોડી ! દરિયે રે'જે
ભાઇ–બાપાને તારી લેજે !

પછી વ્રત–વિધિનો બીજો પ્રવેશ મંડાય છે;–અરણ્યની ગીચ ઝાડીઓ ને પહાડો: અંધારી રાત: અને છેટેથી પ્રાણીઓની તેમજ દરિયાની ગર્જના સંભળાય છે. ભયભીત સ્વરે કન્યાઓ બોલે છે.

જંગલના નાર ! જંગલના વાઘ !
ભાઇ–બાપાનો ગણશો મા વાંક !

પછી સર્વે રડતી રડતી

ક્યાં રે હશે મારા ભાઇ ને બાપ !
ક્યાં રે હશે મારા સસરા ને શ્યામ !

વનદેવી જાણે આશ્વાસન આપે છે. ઉદય–ગિરિના શૃંગ પર સૂર્યોદયની પ્રભા દેખાય છે. ઉદયગિરિને ફુલ ચડાવીને કન્યાઓ આરાધન કરે છે.

ઉદયગિરિ રે ઉદયગિરિ
સોનાની, તારી પાઘડી.
આટલી પૂજા જાણજે
ભાઇ-બાપને ઘેરે આણજે !

એવે સૂર્યોદયનાં અજવાળાં વચ્ચે, મસ્તક પર બે છત્ર ધરીને, શરદ્ અને વર્ષા રૂપી બે નૌકામાં પગ રાખી, સમુદ્ર પર ભાદૂલી દેવી પ્રગટ થાય છે. અને કન્યાઓ સાગરનું ગાન ઉપાડે છે:

સાત સમુદ્રે વાયુ ખેલે, કયે સમુદ્રે છોળ ઉછાળે !

સાગરને વીંટીને બધી કન્યાઓ બોલે છે:

દરિયા દરિયા વંદુછું
તુંથી સંધી માગુંછું;
ભાઇ બાપ ગ્યાછે વેપારે
સ્વામી ગ્યાછે વેપારે.

ત્યાં તો જાણે આકાશવાણી થાય છે—

આજ જ પાછા આવશે!
આજ જ પાછા આવશે!

એમ એક પછી એક દશ્ય ગવાતું આવે છે, ને છેલ્લે સ્વજનોની સફર પૂરી થતી કલ્પાઇ છે, ઘેરે જાણે કલ્લોલ થઇ રહ્યો છે વગેરે.

એ રીતે આપણે જોયું કે વર્ષા ઋતુ દેશને જળમાં ભીંજાવી વિદાય લેછે, અને શરદ ચાલી આવે છે—તેના ઉત્સવ સમું આ ભાદૂલી વ્રત છે. એ જ રીતે શસ્પાતા વ્રત: એમાં માનવી વિપુલ ધાન્યની વાંચ્છના કરે છે. પરંતુ એ વાંચ્છના સફળ કરવા માટે પ્રમાદી બનીને કોઇ દેવતાની પાસે હાથ જોડી "દો ! દો !" કરવાનું નથી; પણ એ વ્રતની વિધિમાં જ સાચે સાચ મોલ ઉગાડવાનો અને પાક પકાવવાનો જે આનંદ હોય છે, તે આનંદને નાચ ગાન અને વિધવિધ ચેષ્ટાઓ વાટે પ્રકટ કરવાની વિધિ છે.

• • •

બંગાળી વ્રતોનું પ્રધાન અંગ રંગોળી-ચિત્રકલા છે. જે સો સો જાતનાં ચિત્રો બંગીય કુમારિકાઓ આ વ્રતો આચરતી વખતે કેવળ આંગળીઓ વડે જ હાથમાં રંગ લઇને રમતી રમતી કરે છે, તેમાંનું એક જ, કમ્પાસ, અને સેટસ્કવેરની સહાયથી ચિતરવા જતાં એક નામાંકિત યુરોપી કલાધરને પસીનો ટપકયો હતો. અને અવનીન્દ્રનાથ તો પોતાના ગ્રંથમાં એ

તમામ ચિત્રો પ્રગટ કરી, આશ્ચર્યભેર ઉચ્ચારે છે કે “ આ અણુશીખાઉ છોડીઓનાં ચિત્રોએ તો આર્ટ-સ્કુલના સિદ્ધહસ્ત ચિત્રકારોને પણ હાર કબૂલાવી છે. ”

* * *

“એક જ વાકયમાં કહું તો આ વ્રતો ગાન વાટે, ચિત્ર વાટે ને નૃત્ય અભિનય વાટે વ્યક્ત થતી માનવ-કામનાઓ છે.”



# જાપાની વ્રતકથા : ઉબાઝાકુરા

ત્રણસો વર્ષ પૂર્વે આસામીમૂરા ગામડામાં તોકૂબી નામે ભલો માણસ રહેતો હતો. આખા પરગણામાં એની પાસે વધુમાં વધુ માયા હતી. ગામનો એ મુખી હતો.

બધી વાતે સુખી, પણ એક વાતે દુઃખીઃ પેટે સંતાન ન મળે. એમ કરતાં કરતાં એને તો ચાલીસ વરસની અવસ્થા થઈ. વર વહુએ થીહોજીના દેરામાં જઈ ફ્યુદો–સામા દેવતાની ઘણી ઘણી આરાધના કરી.

અંતે એની સ્તુતિ સંભળાઈ. તોકુબીની વહુને મહિના રહ્યા. ફુલ જેવી દીકરી આવી. દીકરી તો રૂપરૂપનો અંબાર.

માને તો ધાવણ નહોતું આવતું, એટલે દીકરીને ધવરાવવા એક ધાવ રાખી. ધાવને ધાવી ધાવીને દીકરી મોટી થઈ.

પંદર વર્ષની ઉમ્મરે દીકરી તો માંદી પડી. વૈદોએ કહ્યું કે દીકરીનું મોત આવ્યું. માવતરના હૈયાં ફફડી ઉઠયાં. પણ શું કરે! કોઈ કોઈનું દરદ કાંઈ થોડું લઈ શકે છે? કોઈ કોઈને સાટે ય કાંઈ મોત થોડું લેવાય છે!

પણ પેલી ધાવનો જીવડો તો કેમેય કરીને ઝંપ્યો નહિ. પોતે જેને પોતાના હૈયાનું ધાવણ પાઈ પાઈને મોટી કરી, એને મરતી શી રીતે જોવાય? ધાવ તો દોડી ફ્યુદો–સામા દેવને દેરે. આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જાય, અને મંડી પ્રાર્થના કરવા કે "હે ઠાકર! દીકરીને સાટે મારો જીવ લેજે! પણ મારી દીકરીને મારશો મા."

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, એમ જ્યાં એકવીસ

દિવસની આરાધના થઇ ત્યાં તો દેવતાએ હોંકારો દીધો. ફુલની ફળી જેવી બનીને દીકરી તો રમતી જમતી થઇ ગઇ.

તોકૂબીના ઘરમાં તો હરખ માતો નથી. દીકરી જીવતી રહી, માટે એણે તો સગાં વહાલાંને ઉજાણી આપી. ત્યાં તો ઉજાણીની રાતે જ એકાએક ધાવ માંદી પડી. વળતે દિવસ સવારે તો વૈદોએ નાડ ઝાલીને કહ્યું કે "નહિ બચે!"

એની પથારી પાસે આખું ઘર આવીને બેઠું. સહુ કલ્પાંત કરવા મંડયાં. ત્યારે ધાવ બોલી કે

"કોઇ રોશો મા. તમને મારે એક વાત કહેવી છે. મેં તો આ બચ્ચીને સાટે ફ્યુદો-સામાને મારો જીવ અર્પણ કર્યો છે. અને મારી આરદા સંભળાણી છે. માટે કાંઇ કલ્પાંત કરશો મા. ફક્ત આટલું કરજો. ફ્યુદો-સામાના દેરામાં બચ્ચીને માટે મેં એક ઝાડ વાવવાની માનતા માની છે. હું તો હવે નહિ વાવી શકું, માટે તમે વાવી આવજો!"

એટલું બોલીને ધાવ તો મરી ગઇ, બચ્ચીના બાપે તો દેવના દેરામાં એક રૂપાળુ ફુલ ઝાડ લાવીને વાવ્યું. ઝાડ તો ઉઝરવા મંડયું. ઝપાટે મોટું થઇ ગયું. અને વળતે વર્ષે બરાબર ધાવની વરસીને દિવસે જ, એને તો ફુલ આવ્યાં! કાંઇ ફુલ! કાંઇ ફુલ! ફુલનો તો પાર ન રહ્યો. ગુલાબી અને ધોળાં એ ફુલનો આકાર બરાબર સ્ત્રીના થાનેલાની ડીંટડી જેવો: અને એને માથે દૂધનું અકેકેક ટીપું બાઝેલું!

લોકોએ એ ઝાડનું ઉબાઝાકુરા (ધાવનું વૃક્ષ) એવું નામ પાડયું. બસો ને ચોપન વર્ષ સુધી વર્ષોવર્ષ બરાબર એ ધાવની મરણ-તિથિને જ દિવસે ઉબાઝાકૂરાને ફુલો આવ્યા જ કર્યાં હતાં. અને જનેતાનાં સ્તનની ડીંટડી જેવો જ એનો ઘાટ હતો!



## પોષી પૂનમ

આજ તો પોષ મહિનાની પૂનમ આવી છે. ભાઇની નાની બ્હેન આજ આખો દિ' ઉપવાસ કરશે. આજ તો બ્હેન પોષી પૂનમ રહી છે.

થાપેલાં છાણાંથી તો રંધાય નહિ. એટલે બ્હેન સુંડલી લઇને વગડામાંથી અડાયાં વીણી લાવે છે. સાંજે એક બોઘરણું ને એક લોટો લઇને બ્હેન પોતે જ નદીએ પાણી ભરવા જાય છે. જાતી જાતી ગાય છે કે

> પોષ મહિનાની પૂનમે રે
> અગાસે રાંધ્યાં અન્ન વા'લા !
>
> જમશે માની દીકરી રે
> પીરસે બેનીનો વીર વા'લા !

ઉટકીને એનું આરીસા જેવું નાનું બેડું ભરી આવે છે. સાંજે તો બ્હેન નહાય છે, ધોય છે, અગાસીએ

બ્હેને તો ચૂલો માંડયો છે. બ્હેન રસોઇ કરે છે: અગાસી હોય તો અગાસીએ, નીકર છાપરા વગરની ગમે તે જગ્યાએ: પણ ઉઘાડા આભ નીચે.

સોળે કળાનો ચંદ્રમા ચડયો છે. બહેનના રાંધણામાં તો એનાં કિરણોમાંથી અમી વરસે છે. હોંશેભરી બ્હેન રાંધે છે.

અને રાંધણુ પણ શું ? પહોંચ હોય તો ચૂરમું, ને ન પહોંચ હોય તો ચોખા. એને મન તો ચોખા પણ બત્રીસ જાતનાં ભોજન જેવા મોંઘેરા છે.

બીજી બનાવે છે એક ઘઉંની ચાનકી. ચાનકીની વચ્ચોવચ્ચ પાડે છે એક કાણું. ચાનકી ચંદ્રમા આડે ધરી, કાણા વચ્ચેથી ચંદ્રમાની સામે નિહાળીને બ્હેન બોલે છે કે

ચાંદા તારી ચાનકી<br>
મારૂં ચૂરમું !<br>
ભાઇ જમ્યો<br>
બે'ન ભૂખી !

ભાઇના ઘરના તો ચોખા યે બહેનને મન ચૂરમા સમા ! વળી ફરીવાર બ્હેન બોલે છે:

ચાંદા તારી ચાનકી

કૂતરા તારી રોટલી
આજ મારી પોષી પૂનમ !

એવી પૂનમના તેજમાં તરબોળ બનતી બનતી બ્હેન ભાઇની પાસે જમવાની રજા માગે છે:

પોષી પોષી પૂનમડી
અગાસીએ રાંધ્યાં અન્ન;
ભાઇની બે'ન જમે કે કેમ ?

ભલો ભાઈ હોય તે કહેશે કે

જમ્ય બે'ન, જમ્ય !

એટલે બ્હેન જમે. વળી નઠોર ભાઈ હોય તો બ્હેનને ટળવળાવવા ખાતર કહેશે કે

રમ્ય !

ભાઇ હા ન પાડે ત્યાં સુધી બ્હેનથી જમાય જ નહિ.

પોષી પોષી પૂનમડી,
સાત ભાઇની બેનડી,
ભાઇ કહે તો જમે,
નીકર બે'ન રે' ભૂખી !

ઘણા ઘણા ભાઇઓ આજ સંભારી સંભારીને કહે છે કે નાનપણમાં અમેય બ્હેનોને ના પાડીને ભુખી રાખી છે ! તો યે બ્હેન તે બ્હેન. એનાં હેત કંઇ ઉતર્યાં છે કદિ ?







## ચાંદરડાની પૂજા

[નાની નાની કન્યાઓ સાંજ સમયે તારાને ઉગતો નિહાળતાની વાર જ બોલી ઉઠે]

"એલી એય! જો ચાંદરડું ઉગ્યું!"

એટલું કહી, હાથની ખોટી ખોટી કંકાવટી કરી, તારાની સામે કલ્પિત કંકુના કલ્પિત છાંટા ઉરાડવા મંડે અને બોલવા લાગેઃ

પેલું ચાંદરડું મેં પૂજ્યું
પછી મારા વીરે પૂજ્યું

આભલું ડાભલું
કૂરડીમાં સાકર

ભાઇબાપ ઠાકર.
દરિયામાં દીવો
ભાઇબાપ જીવો.
આભલા ડાભલા
સોનાના બે ગાભલા.
સૂડી વચ્ચે સોપારી
મારો ભાઇ વેપારી !

[પછી કલ્પિત કંકુ ચોખા ઉડાડી, હાથ નાખીને અંતરિક્ષમાં દુખણાં લઇ]

ધાન ખાઉં ધુડ ખાઉં
મારા ભાઇ ઉપરથી ઘોળી જાઉં.





# આંબરડું ફોફરડું

'પૂજારી ! એ પૂજારી ! ઉઘાડોને !'

'રાંડું કાગડીયું અટાણુમાં કયાંથી મરી છે ?'

પાંચ પાંચ છ છ વર્ષની કન્યાઓ દેવ-મંદિરના દ્વારે આવીને બેઠી છે. અને મંદિરનાં કમાડ ભભડાવે છે. અંદરથી પૂજારી રોષે ભરાય છે. આસો-કાર્તિકના શિયાળુ દિવસો છે. કડકડતી ઠંડીથી કંપતું પરોડીયું છે. આકાશમાં તારા ટમટમે છે.

એવે ટાણે આ નાની નાની કન્યાઓ ઠંડે પાણીએ ન્હાઇ, 'આંબરડું ફોફરડું' વ્રત કરવા આવી છે. આસો વદી ને કાર્તિક શુદીના મળી ત્રીસે દીવસોને માટે પરોડીએ દરરોજ આ કન્યાઓ ન્હાઈ ધોઇ મંદિરે આવે છે. સાથે મૂઠી ઘઉં, કાં મૂઠી ચોખા, એક આંબળું,

એક કોઠીંબું, એક સોપારી, એક કોડી ને એક પાઇ : એમ છ વાનાં લઇને જે જેને લગતાં દેવસ્થાનો હોય ત્યાં જાય છે. જઇને દાણાનો સાથીઓ પૂરે છે. પૂરતી પૂરતી બોલતી જાય છે કે

આંબરડું ફોફરડું
કોડી ને કોઠીંબડું.

ગાય રે ગાય'
તું મોરી માય,
નત નત ડુંગરે ચરવા જાય.
ચરી કરી પાછી વળી
ગંગાજળ પાણી પીવા ગઈ;
સામો મળીઓ સિંહ ને વાઘ
વાઘ કે' મા તને ખાઉં !
ના રે ભાઇ મને નો ખવાય !
મારા છાણનો ચોકો થાય
મારા ઘીનો દીવો બળે
મારૂં દૂધ માહદેવને ચડે.

*

તલક તળસી
અમરખ દીવડો

---

* આંહીંથી લગભગ અર્થશૂન્ય જોડકણું શરૂ થાય છે.

હુત હુત કરતો જાય રે જીવડો.
જીવ કે' તું જળશીયો
રાણી માગે કળશીઓ.
રાણી કે'શે કા'ણી
તને ચડપ લેશે તાણી.
તપીઆ રે તું તપેશરી
મારો વીરો લખેશરી.
લખેશરીનાં આણું ભાણું
અમરત આણું.
જેટલાં રે બોરડીએ બોર
એટલાં રે મારા વીરને ઢોર.
ઢોર ઢોર ઢોર'તી
પાડોશણ છાણું ચોર'તી.
મારાં ચોર્યાં
આનાં ચોર્યાં
એને નાખો જમને બાર
ઇ બુડે ને અમને તાર.

એટલું બોલી, સાથીઆ કરી, ચપટીક દાણા નાખી છોકરીઓ સાથીઆને વધાવે; તે વખતે બોલે કે

ચકલાં રે તમે ચણી ચણી લેજો
ગોવીંદનાં ઘર ગણી ગણી લેજો!

ગોવીંદ રે તમે આરી દેજો ઝારી દેજો !
ગોઠડીએ બે બેન્યું દેજો !
આણે પરીઆણે વીરોજી દેજો !
રાંધણીએ વવારૂ દેજો !
પીરસણે માતાજી દેજો !
પાટલે જમવા બાપ દેજો !
ભેગો જમાડવા ભત્રીજો દેજો !

પછી સાથીઆ ઉપર ચારે ફળ મૂકીને બોલે છે કે

બેસ રે રામ શ્રી ભગવાન !
કયારે લેશું હરિનાં નામ !
હર રે હૈડાંની ગોળી
ઓસડીયામાં નાંખો ઢોળી.
વૈદ રે તું કુંટીઆ વૈદ
મોંઘાં તૂલસી મોંઘા પાન
મોંઘાં રે શ્રી રામનાં નામ.
મોંઘે વરતે વરત કરો
વરતોલા કરો !
લખ ચોરાસી ફેરા ટળો !
ફેરા ફરતાં લાગી વાર
શ્રી કૃષ્ણે ઉઘાડયાં બાર
બારોબાર દીવા બળે
શ્રી કૃષ્ણના વીવા કરે.

પછી ફૂળો ઉપર ચાંદલા કરતાં કરતાં

ટીલી રે મારી ટબક દેરાણી.
ઝબક જેઠાણી
વરત કરો બે ઝલ દેરાણી
મારી ટીલી બારે માસ બારે માસ
શિવજી પૂરો સૌની આશ !
સૌ નાયાં સૌ ધોયાં
તેની બાંધો પાળ્ય
પાળ્યે પાંચ પૂતળાં ને
બેઠા વાસુદેવજી.
મરડક મારી મૂઠડી
લે રે રામ લેતો જા
કાંઇક આશરવાદ દેતો જા !
રાણી પાસે થાતો જા !
રાણી કૈ'શે કા'ણી
તને ચડપ લેશે તાણી.

પછી ઉઠવણું કરે છે. ઉઠીને ઘેરે જાય. ચાલતાં ચાલતાં બોલે:

કારતક ના'ય કડકડ ખાય
એનું પૂન્ય કૂતરાને જાય.

[ એટલે કે આ વ્રતમાં જે તેલમાં તળેલું ધાન્ય ખાય તેને પુન્ય ન મળે. ]

પાછી વળે ત્યાં સુધી અંધારૂં જ હોય. ધીમે ધીમે કાગડા કૂતરા બોલવા લાગે. એટલે વ્રત કરવાનો વખત વીતી ગયો ગણાય. બીજી શેરીઓની જે કન્યાઓ મોડી ઉઠે તેને ખીજવવા માટે બોલે કે :

કાગડા બોલ્યા
કૂતરાં બોલ્યા
ઓલીપાની છોડીયુંનું ખો....ટું !





# અહલી પહલી

ફૂલ્યો ફાલ્યો ફાગણ માસ આવ્યો છે, આંબા મોર્યા છે ને કેશૂડાં કોળ્યાં છે. બારે ભાર વનસ્પતિ તો લચી પડી છે. ટાઢ ઉડી છે ને તડકા તપવા લાગ્યા છે.

સામી ઝાળે હોળી ચાલી આવે છે. આઠમની રાતથી તો કાંઇ અજવાળીઆં ખીલે છે ! કાંઇ અજવાળીઆં ખીલે છે !

એ અજવાળીઆમાં ટોળે વળીને શેરીની નાનકડી છોકરીઓ અહલ્લ પહલી માગવા નીકળી પડે છે. આ ઘેરે જાય છે ને ઓલે ઘેરે જાય છે: કોણુ કોણુ જાય છે ?

અજવાળી, દિવાળી ને રૂપાળી : પારવતી, ગોમતી ને સરસ્વતી : પૂતળી, મોતડી ને મંછિ : હેમી, મેમી

ને પરભી : કોઇ બામણુની દીકરી, કોઇ વાણીયાની, કોઇ રજપૂતની તો કોઇ કણબીની : એમ ટોળે વળીને કુમારિકાઓ પાડોસીને ઘેરે ઘેર ઘુમે છે. માથાં ડોલાવી ડોલાવીને તાલ દેતી દેતી લ્હેકાથી ગાજી ઉઠે છે કે

અહલી દેજો બાઇ પહલી દેજો !
પહલીના પાંચ દોરા દોરા દેજો !

એટલું બોલે ત્યાં તો ઘરનાં છૈયાં છોકરાં સૌ દોટ કાઢીને બહાર આવે છે. વળી તાલ બદલે, લ્હેકા ટુંકા થાય અને જોડકણું જોરથી ગાજે,

જે રે
દેશે રે
એને રે
ઘેરે રે
પાઘડીઆળો પૂતર આવશે !
નાગણીયાળી નાર આવશે !

બહાહા ! પાઘડીબંધ રૂપાળો પુત્ર અને નાગણી શા કાળા ભમ્મર ચોટલાવાળી રૂડી વહુ મળે ! એવી આશિષ સાંભળીને તો કેટલી કેટલી જણ્યાં વિના ઝૂરતી પાડોશણો દાણા દેવા દોડી આવતી'તી ! કુંવારકાઓની આશિષો કાંઇ ફળ્યા વિના રહે ?

પણ આ છોડીઓ તો ભારી નખેદ ! આશિષો આપે તેમ વળી શાપ પણ આપે !

જે રે
ને દે રે
એને રે
ઘેરે રે

બાડૂડો જમાઇ આવશે !
કાણી કૂબડી ધેડી આવશે !

હળવો ફુલ જેવો, કાલો કાલો ને ભોળાં મનનો આ શાપ સાંભળતાં જ ખડખડ હસતી ઘરનાર ખોબો ભરીને બહાર આવે; કન્યાઓના ખોળામાં દાણા ઠલવીને બોલે "લ્યો, ટળો, નીકર જીભડી વાઢી લઇશ."

પણ બાળી ભોળી દીકરીઓ કાંઈ છેલ્લો આશીર્વાદ આપ્યા વિના જાય કદિ ? આ અને ઓલ્યા તમામ ઘરને સૌભાગ્યની દુવા સંભળાવે છે કે,

આ ઘેરે ઓટલો
ઓલે ઘેરે ઓટલો
ઘરધણીઆણી ઓળે ચોટલો !

પછી ફણાણું વાઝાણું અને ખેતર વાડી વગેરે સંપતની દુવા સંભળાવે છે કે,

આ ઘરે રાશ
ઓલે ઘરે રાશ
ઘરધણીઆણી ફેરે છાશ !

આ ઘેરે ગાડું
ઓલે ઘેરે ગાડું
ઘરધણીઆણી જમે લાડુ !

અને થોડું કે ઝાઝું જેટલું આપો એટલાથી રીઝનારી, કોઇને ભારે ન પડનારી એ બાલિકાઓ છેલ્લું બોલે છે કે

ચપટી દ્યો તો રાજી થાઇ
ખોબો દ્યો તો ભાગી જાઇ !

એમ આઠ દિવસ દાણા ઉઘરાવે અને એ દાણાનો ખજૂર લે. પૂનમની હોળીનાં દર્શન કર્યા પછી સહુ હળીમળીને એ ખજૂર ખાય.

એનું નામ અહલી પહલી.





# મોળાકત

આષાઢ મહિનાનાં અજવાળીયાં નીતરે છે. કુમારિકાઓ જવેરા વાવે છે. કેવી રીતે વાવે? બરાબર આષાઢની અજવાળી પાંચમે

મારા જવના જવેરા રે જવ છે ડોલરીયો
મારે કીયા ભાઇએ વાવ્યા રે જવ છે ડોલરીયો
મારે ....ભાઇએ વાવ્યા રે જવ છે ડોલરીયો
મારે ....વહુએ સીંચ્યા રે જવ છે ડોલરીયો

એમ ગાતી ગાતી તેવતેવડી કુમારિકાઓ ભેળી મળીને કાળી ધુળ અને છાણુ લેવા નીકળે છે. લાવીને રામપાતરમાં ભરે છે. એમાં જવ, ઘઉં, તલ ને મગઃ એમ ચાર જાતના દાણા વાવે છે.

ત્રીજે દિવસે તો જવેરા ઉગી જાય છે લીલા લીલા રૂપાળા કોંટા ફુટે છે. પાંચમે દિવસે જવેરા પૂજાય છે.

કેવી રીતે પૂજે ? રૂનો એક નાગલીયો કરીને ચડાવે અને કંકુના છાંટા નાંખે.

દસમને દા'ડે કુમારિકાઓ ડાટો કરે છે. ડાટો કરે એટલે શું ?

લાપસી કરે, કાં ચૂરમું કરે. પરોઢિયે પેટ ભરીને ખાઇ લે.

દસમથી પૂનેમ સુધી રોજ સવારે ઘેરો વળીને કુમારિકાઓ નદીએ ન્હાવા જાય. જાય ત્યારે ય ગાતી જાય કે

મગ મગ જેવડા મોગરા રે
તલ તલ જેવડાં ફુલ મોરી સૈયર !
આંબો મોર્યો.

ગામનો ગરાસીઓ *કૃષ્ણ કુમાર રે
પાઘડીમાં રાખે ફુલ મોરી સૈયર !
આંબો મોર્યો.

ગામની ગરાસણી *........બા રે
ફરતાં ઝીલે ફુલ મોરી સૈયર !
આંબો મોર્યો.

નદી કાંઠે ગારાની ગોર્ય (ગૌરી) કરી હોય તેને ન્હાયા પછી કુમારિકાઓ પૂજે. પૂજતાં પૂજતાં ગાતી જાય કે

---

* પોતાના ગામનાં જે રાજા રાણી હોય તેનું નામ લેવાય છે.

ગોર્ય મા ગોર્ય મા રે
સસરો દેજો સવાદીઆ
તમે મારી ગોર્ય મા છો !

ગોર્ય મા ગોર્ય મા રે
+સાસુ દેજો ભુખાળવાં—તમે મારી૦

ગોર્ય મા ગોર્ય મા રે
કંથ દેજો કહ્યાગરો—તમે મારી૦

ગોર્ય મા ગોર્ય મા રે
નણંદ દેજો સાહેલડી—તમે મારી૦

ગોર્ય મા ગોર્ય મા રે
દેરાણી જેઠાણીનાં જોડલાં-તમે મારી૦

ગોર્ય મા ગોર્ય મા રે
દેર ને જેઠ બે ઘોડલે-તમે મારી૦

ગોર્ય મા ગોર્ય મા રે
ભગર ભેંસનાં દુઝણાં-તમે મારી૦

ગોર્ય મા ગોર્ય મા રે
કાઠા તે ઘઉંની રોટલી-તમે મારી૦

ગોર્ય મા ગોર્ય મા રે
મહીં રે માળવીયો ગોળ રે-તમે મારી૦

---

+ સાસુજી ખાવાનાં શોખીન હોય તો પોતાને એ લાભ મળે ખરો ને !

રોજ પથારીએ બેસીને બપોરે એક ટાણું જમે. મોળાં અન્ન ખાય. એક વાર ખાઈને ચતે ચતાં પથારીમાં સૂઈ પણ લે. ઉઠીને વળી થોડું ખાય. પણ પડખું ફરી જવાય તો ફરીવાર ખાવું ખપે નહિ.

જમી કરી, પથારીથી ઉઠી, સાંજે કન્યાઓ કાન ઉઘાડવા જાય. જઈને માગે:

ગોર્ય ગોર્ય માડી !<br>
ઉઘાડો કમાડી !<br>
હું આવું છું પૂજણહારી.<br>
પૂજણહારી શું માગે<br>
ઢીંગલીયાળી ઘેડી માગે<br>
પાઘડીયાળો પૂતર માગે<br>
દેરીયાં જેઠીયાં જોડલાં માગે<br>
દૂઝણીયું ઝોટડીયું માગે.

એમ ત્રણ દિવસ ગોર્યને પૂજે; ચોથે દિ' સૂરજ સામા જવેરા રાખીને સૂરજ પૂજે અને પૂનમને દિ' ગાયનો ખીલો પૂજે.

પૂનમે દિવસે જવેરાંને પાણીમાં બુડાડવા નદીએ જાય, નદી ન હોય તો તળાવે જાય. તે ટાણે યે ગાય કે

રીયો રીયો ગોયં મા આજનો દા'ડો, કાલ્યનો દા'ડો<br>
ઝાંઝરીયાં ઘડાવું રે !

તમારાં ઝાંઝરીયાંને શું કરૂં
માારે નદીએ ના'વા જાવું રે !

નદીનાં તો ઓળાં ઓળાં પાણી, ડોળાં પાણી,
સરવર નાવા જાવું રે !

સરવરનાં તો ઓળાં પાણી ડોળાં પાણી !
કૂવે ના'વા જાવું રે !

ડબક લઈને ડબકી ખાધી
ગોર્ય મા વે'લાં આવજો રે !

તમને ચીરના ચંદરવા
તમને અટલસનાં ઓશીકાં
તમને પાંભરીયુંના પડદા
વે'લાં આવજો રે-રીયો રોયો૦





# એવરત-જીવરત

[એવરત એટલે આષાઢી અમાવાસ્યાનો દિવસ. પરણીને આવેલી હિન્દુ નારી તે દિવસે ઉપવાસ કરે; ન્હાઇ, ધોઇ, નીતરતી લટે બ્રાહ્મણને ઘેરે જઇ ઘીનો દીવો, એવરત-જીવરત નામના દેવીઓ આલેખ્યાં હોય તેનાં દર્શન કરે, સાંજે ફળાહાર કરે; રાત બધી ઉજાગરા કરે; એવું વ્રત ચાર વર્ષ સુધી કરે; પાંચ વરસ પૂરાં થાય એટલે ઉજવણું કરે.

ઉજવણું કેવી રીતે કરે ? પહોંચ હોય તો પાંચ ગોરણીઓ નોતરીને લુગડાં કરે; ન પહોંચ હોય તો પાંચ ટોપરાંના વાટકા; પાંચ પૈસા; પાંચ સોપારી; પાંચ નાડાછડીના કટકા; પાંચ ચાંદલા; એટલી ચીજો આપે. આ વ્રતનો ઉદ્ભવ નીચે લખી ઘટનામાંથી થયો મનાય છે.]

§

બામણ અને બામણી હતાં. એને પેટ જણ્યું ન મળે. બામણ તો રોજ મા'દેવજીની પૂજા કરીને માથે ફુલ ચડાવે, એટલે મુસલમાન રોજ બામણની પૂજા ભૂંસીને મા'દેવજીને માથે માછલાં ચડાવે.

બામણને તો વિચાર થયો છે કે

અરેરે ! આ ન કરવાનાં કામાં કરનારો મુસલમાન : એને ઘેરો એક જણ્યાં, ને મારે ઘેરે ઘોડીયું બાંધવા યે છોરૂ નહિ !

દેવળમાં જઇને બામણ તો પેટ છરી નાખવા તૈયાર થાય છે. ત્યાં તો મૂર્તિના મોંમાંથી માકારો થાય છે કે

મા ! મા !

બામણ કહે, "કાં !"

મહાદેવજી પૂછે છે કે "ભાઇ ભાઇ, પેટ કટાર શીદને નાખ છ ?"

"અરે મહારાજ ! ઓલ્યો મુસલમાન રોજ માછલાં ચડાવે એને ઘેરો જણ્યાં; અને મારે ઘેરે ઘોડીયું બાંધવા યે છોરૂ ન મળે !"

"એને ઘેર જઇને જોઇ આવ તો ખરો !"

બામણ તો મુસલમાનને ઘેરે જઇને જોઇ આવ્યો છે. માંહેવજી તો પૂછે છે કે "ભાઇ તેં શું જોયું ?"

"મા'રાજ, મેં તો છાણનો પોદળો જોયો. ને માલીપા કીડા ખદબદતા જોયા !"

"હે ભાઇ, એના ઘેરો જણ્યાંની દશા તો એ પોદળામાં ખદબદતા કીડા જેવી જાણજે; જા, તને એક

દીકરો દઉં છું. પણ દીકરાને ભણાવીશ મા, ને ભણાવ તો પરણાવીશ મા."

બામણને તો વિચાર થઇ પડયો છે, એના મનમાં તો થયું છે કે "ઠીક જીતવા, અટાણે તો દીકરો લઇ લેવા દે ! પછીની વાત પછી જોવાશે."

સ્વસ્તિ કહીને બામણ ઘેરે ગયો છે. ગોરાણીને તો મહિના રહ્યા છે. નવ મહિને દૂધમલ દીકરો આવ્યો છે. દીકરો તો દિ'એ ન વધે એવો રાતે વધે છે ને રાતે ન વધે એવો દિ'એ વધે છે; અદાડે ઉઝર્યો જાય છે; હાં ! હાં ! કરતાં તો દીકરો છ મહિનાનો, બાર મહિનાનો, બે વરસનો થયો છે. એને તો રમાડે છે, ખવરાવે ને પોવરાવે છે. દીકરો તો શો મોંઘો ! શો મોંઘો ! કોઇ વાત નહિ એવો મોંઘો ! સાત ખોટયનો એક જ દીકરો !

એમ કરતાં તો દીકરો પાંચ વરસનો થયો છે. માબાપને તો વિચાર થયો છે કે અરેરે, દીકરાને નહિ ભણાવીએ તો પેટ ખાશે શું ? ને નહિ પરણાવીએ તો વસ્તી રે'શે શું ?

દીકરાને તો નિશાળે બેસાર્યો છે. દીકરો બાર વરસનો થયો ત્યાં તો ભણી ગણીને બાજંદો થયો છે. એને તો નાળીએર ઉપર નાળીએર આવતાં થયાં છે. પણ મા'દેવજીની તો દુવાઇ છે કે

દીકરાને ભણાવીશ મા,
ને ભણાવ તો પરણાવીશ મા.

ગોર ગોરાણી તો વિચાર કરે છે, કે પૂતરને નહિ પરણાવીએ તો વસ્તી રે'શે શું ?

ઠીક ! જે થાય તે ખરૂં ! વધાવી લ્યો નાળીએર. નાળીએર તો વધાવી લીધું છે. એમ કરતાં તો લગન આવ્યાં છે. દીકરાને તો પરણાવવા ચાલ્યાં છે, જાડેરી જાન જોડી છે. બેન્યું, ભાણેજું, કાકા, મામા, કળશી કુટંબ જાનમાં સોંડ્યું છે.

પરણાવીને જાન તો પાછી વળી છે. સાંજ પડયે ગામનો સીમાડો આવ્યો છે. સૂરજ તો આથમી ગયો છે. અને આભમાં વાદળાં ઘેરાણાં છે. અનરાધાર મે' તૂટી પડયો છે.

બરાબર શ્રાવણ મહિના'ની અમાસ અને એમાં ભળ્યો મે. અંધારૂં ! અંધારૂં ! ઇ તો કાંઇ અંધારૂં ! અને ધરતી માથે તો પાણી ! પાણી ! પાણી તો કયાં ય માતાં નથી.

ઢાંઢા હાલતા નથી. એટલે સહુ ગાડામાંથી ઉતરી જાય છે. વરઘોડીયાં કહે, અમે ય ઉતરી જાઇએ. ઉતરીને વર વહુ બેય હેઠે હાલવા મંડયાં છે.

એમાં વરના જમણા પગને અંગૂઠે સરપ-ડંસ થયો છે. વિજળીના અંજવાસમાં જોયું તો પાણીના વ્હેનને

માથે વેંત એકનો પટો પડયો જાય અને કાળોતરો એરૂ હાલ્યો જાય છે.

વર કહે, "મા! બાપા! મારાથી હલાતું નથી. મારી આંખે લીલાં પીળાં આવે છે."

એમ કહીને વર તો બેસી ગયો છે. એનું તાળવું તો ફાટી ગયું છે. એ ટાણે તો ધા પોકાર થઇ રહ્યો છે.

જાનૈયા બોલ્યા, "અરે ભાઇ, આ માથે મેની રમઝટ! આ અનગળ પાણી પડે છે! આ અંધારી રાત! અટાણે આંહી રોઇને શું કરશું? આપણે ય જીવના જાશું. અટાણે આ મડદું ભલે આંહી પડયું. સવારે આવીને આપણે એને અગનદાહ દેશું. અટાણે હાલો સૌ ગામમાં."

સૌ તો ગામમાં હાલ્યાં છે. ત્યારે વહુ તો એકલી થંભીને ઉભી થઇ રહી છે. સાસુ સસરો તો બોલ્યાં છે કે,

"અરે માડી! વહુ દીકરા! હવે એની માયા મેલી દ્યો અને ગામમાં હાલો."

વહુ કહે, "હવે તો હાલી રીયાં! જ્યાં ઇ ત્યાંજ હું."

માવતર અને સગા વા'લાં તો મડદાને મેલીને હાલી નીકળ્યાં છે. બાઈ એકલી મડદાનું માથું ખોળામાં લઇને બેસી રહી છે. અઘોર રાત જામી છે. મે'નાં પાણી તો માતાં નથી.

બાઇ તો વિચાર કરે છે કે, અરે જીવ ! આંહી બેસી રહીશ તો આને નાર ખોર ને સાવઝ દીપડા ઢરડી જશે. મારા પંડની તો મને ભે' નથી, પણુ મડાની ભે' છે. મડાને જો જાનવર તાણુશે તો બામણુના દીકરાની અસર ગતિ થાશે. પણુ હું શું કરૂં ? કયાં લઇ જાઉં ?

ત્યાં તો વિજળીનો એક અંજવાસ થયો છે. અંજવાસમાં આઘેરૂં એક દેરૂં કળાણું છે.

હાં ! કાંઇક દેરા જેવું લાગે છે. મડાને લઇને ત્યાં પહોંચી જાઉં તો મડું ઉગરે. મડાને પગેથી ઢરડું તો તો મારા સ્વામીનાથનું માથું રગદોળાય, માટે માથું જ ઝાલીને ઢરડું. પગ ભલે ઢરડાતા આવે. એનો તો કાંઈ વાંધો નહિ.

બાઇએ તો ધણીનું માથું ઝાલીને મડું ઢરડવા માંડયું છે..વિજળીનો અંજવાસ રહે એટલી ઘડી હાલે છે. વળી અંધારૂં થઈ જાય એટલે ઉભી થઇ રહે છે. વિજળીને સબકારે સબકારે દેરાની દશ્ય સાંધે છે.

એમ કરતી કરતી બાઇ તો દેરે પહોંચી છે. મડાને માલીપા લઇ ગઇ છે. અંદરથી બાર બીડીને સાંકળ ચડાવી છે. અને એકલી સ્વામીનાથનું માથું ખોળામાં લઇને બેઠી છે,

હાશ ! હવે ભે' નથી. હવે મારૂં ગમે તે થાઓ !

૨.

અધરાત થઇ ત્યાં તો એવરત મા આવ્યાં છે. જોવે તો દેરૂં માલીપાથી દીધેલું છે! અરે આ મારા થાનકની સાંકળ કોણે વાસી છે? ઉઘાડ, ઝટ ઉઘાડ! નીકર બાળીને ભસ્મ કરૂં છું.

બાઇએ તો બાર ઉઘાડયાં છે. આંખો તો માતાજીના તેજમાં અંજાઈ જાય છે. અંધારી રાતે અજવાળાં સમાતાં નથી.

"અરરર! એલી તું છો કોણ? ડેણ છો? ડાકણ છો? આ મડદાને દેરામાં આણીને અમને આભડછેટ લગાડનારી તું છો કોણ? બોલ, નીકર બાળીને ભસમ કરી નાખું છું."

"માતાજી, ખમૈયા કરો. હું નથી ડેણ કે નથી ડાકણ. પરણીને આવતાં અંતરીયાળ મારા સ્વામીનાથને એરૂ ડસ્યો છે. જનાવરની બીકે રાત કાઢવા તમારો આશરો લીધો છે."

"બાઇ બાઇ, તારો ધણી સજીવન થાય તો? તો મારે બોલે પળીશ?"

"અરેરે માતાજી, એવાં મારાં ભાગ્ય કયાંથી?"

"તારો કોલ છે?"

"હા, મારો કોલ છે."

ત્યાં તો મડાના જમણા પગનો અંગુઠો હલ્યો છે. એવરત મા તો અંતરધાન થયાં છે.

બીજો પહોર થયો ને જીવરત મા આવ્યાં છે. માજીએ તો દેરાનાં બાર બંધ દેખ્યાં છે.

"ઉઘાડ ! ઉઘાડ ! અમારા થાનકમાં બેસનાર તું જે હો તે ઝટ ઉઘાડ. નીકર બાળીને ભસમ કરૂં છું."

બારણું ઉઘાડીને બાઇએ તો બીજાં માતાજીને જોયાં છે. તેજના અંબાડ પથરાણા છે. મેઘલી રાતે જાણે ચંદ્રમાં ઉગ્યો છે.

"અરરર ! એલી તેં અમારૂં થાનક અભડાવ્યું ? બોલ, કોણ છો તું ? ડેણ છો ? ડાકણ છો ? બોલ, નીકર સરાપ દઉં છું."

"માતાજી, હું ડેણે ય નથી, ડાકણે ય નથી. છું તો કાળા માથાનું માનવી, અને વખાની મારી આંહી આવી છું. મારા સ્વામીનાથનું મોત બગડે નહિ, માટે બેઠી છું."

"બાઇ બાઇ, તારો ધણી જીવતો થાય તો ? તો અમારે બોલે પળય ખરી !"

"હાજ તો માતાજી ! કેમ ન પળું ?"

"કોલ દઇશ ?"

"કોલ દઉં છું."

એટલું કીધું ને મડાનું જમણું પડખું ફર્યું છે. જીવરત મા તો અંતરધાન થયાં છે.

ત્રીજો પહોર મંડાય છે. ત્યાં વળી અજૈયા માતા આવે છે. ઉઘાડ ! ઉઘાડ ! કહીને કમાડ ઉઘડાવે છે.

અજૈયાએ તો દેરામાં મડું દીઠું છે. ડાળા ફાડી ફાડીને બાઇને તો ડારા દીધા છે. કીધું છે કે "ઝટ બહાર નીકળ, નીકર બાળીને ભસમ કરીશ."

બાઇ તો કહે છે કે "નહિ નીકળું, સળગાવી દો તોય મારા સ્વામીનાથના મડાને નહિ રઝળાવું."

અજૈયાએ ય બામણને સજીવન કરવાનાં વરદાન દીધાં છે. બોલે પળ્યાના કોલ લીધા છે. લઇને અંતરધાન થાય છે. બામણનું ડાબું અંગ હલવા માંડે છે.

ચોથે પહોરે વજૈયાજી પધાર્યાં છે. એણેય કોલ લીધા છે. વરરાજા તો આળસ મરડીને બેઠો થયો છે. એ તો વહુને પૂછે છે :

"અરે હે અસ્રી ! આપણે આંહી દેરામાં કયાંથી ! મારાં માબાપ કયાં ? જાનૈયા કયાં ?"

"હે સ્વામીનાથ ! રાતે મૂરત સારૂં નહોતું. તમને નીંદર આવી ગઇ'તી. સવારે સારૂં ચોઘડીયું આવે ત્યારે સામૈયું કરવાનું કહી મા બાપા ગામમાં ગયાં છે."

વાટ જોઈ જોઇને તો પરોડ થયુ' છે. સોનાનો તો સૂરજ ઉગ્યો છે.

"હે અસ્રી! મને તો ભૂખ લાગી છે ને થાક લાગ્યો છે, વાટ જોતાં વેળા ખૂટશે નહિ. હાલો, આપણે નવકુંકરી રમીએ."

દેરાને ઓટે, પ્રભાતને પો'રે, વર–વહુ તો નવકુંકરી રમે છે:

પ્રભાતે બે ગોવાળીઆ એનાં વાછરૂ ખોવાણું છે તે ગોતવા નીકળ્યા છે. બેય જણાંએ વર–વહુને નવકુંકરી રમતાં દીઠાં છે. બેય જણા વાતો કરવા મંડ્યા છે:

"એલા એ ય! ઓલ્યાં મુરખ્યાં બામણીયાં તો જો! ઘરે આરડ ભેરડ કરી રીયાં છે. દીકરાને કૂટી રીયાં છે. અને આ તો મારાં દીકરાં બેય જણાં નવ-કુંકરી રમે છે."

"હાલ્ય હાલ્ય, જઇને વાત કરીએ."

બેય ગોવાળીઆએ હાથમાં પગરખાં લઇને હડી મેલી છે. ઘેરે જઇને બામણુને તો વાત કરી છે. રો કકળ તો થંભી ગઇ છે.

ડાસો કહે છે કે "અરે ભાઇ, તમે શીદ મારી ઠેકડી કરો છો!"

ડોસો તો ભાંગ્યે પગે દેરે દોડયો જાય છે. જઇને જોવે ત્યા તો સાચેસાચ વહુ-દીકરો નવકુંકરી રમે છે.!

વરઘોડીયાંને તો ગામમાં લાવી વાજતે ગાજતે સામૈયું કર્યું છે.

૩.

એમ કરતાં કરતાં આસો માસ આવ્યો છે. બાઇને તો દસૈયાનું આણું આવ્યું છે. પણ ચારે માતાજીએ તો બાઇને કહી રાખ્યું'તું કે 'પીર જાઇશ નહિ.'

બાઈ બોલી કે "કે'નારા કહી રહ્યા. મારે પીર નથી આવવું. મારે આવવું હશે ત્યારે મારી જાણે વાવડ મેલીશ. આણું પરિયાણું બધું એ ટાણે કરજો."

પીયરીયાં તો પાછાં ગયાં છે. ને બાઇને તો આશા રહી છે. દિ' પછી દિ' ચડયે જાય છે.

નવ મહિને તો દૂધ જેવો દીકરો આવ્યો છે.

રાત પડી છે. રાંધી ચીંધી, વહુના ખાટલા હેઠળ શેક નાખી સાસુ તો ઓસરીમાં સૂતી છે. દીકરો માચીમાં સુતો છે અખંડ દીવો બળે છે.

અધરાત થઇ ત્યાં તો એવરત માતા આવ્યાં છે.

"દીકરી ! દીકરી ! સૂતી છો કે જાગછ ?"

"જાગું છું માતાજી !"

"કોલ દીધો'તો ઇ સાંભરે છે !"

"સાંભરે જ તો !"

"માંગુ ઇ આપીશ ?"

"આપીશ જ તો."

"તારો છોકરો દઇશ ?"

"દઇશ જ તો !"

એમ કહીને બાઇએ તો બાળોતીયું લીધું છે. બાળોતીઆમાં વીંટીને છોકરાનો ઘા કર્યો છે: "આ લ્યો માતાજી !"

છોકરાને ઝીલીને એવરત મા તો અલોપ થયાં છે.

સવાર પડયું છે. સાસુ જુએ તો માચીમાં છોકરો ન મળે !

"અરે વહુ, છોકરો કયાં ? કોઇ કૂતરૂં મીંદડું આવ્યું'તું ?"

"મને કાંઇ ખબર નથી."

વહુએ તો ટુંકો જવાબ વાળ્યો છે. એને તો કાંઇ ફાળ કે ફડકો નથી. સાસુને તો વ્હેમ પડયો છે.

હાય ! હાય ! નભાઇ સમશાનમાં સત રહી આવી ને ડાકણ થઇ આવી ! છોકરો ખાઇ ગઇ !

વહુ કહે, "હા. હું ખાઇ ગઇ, હું !"

આખા ગામમાં તો હાહાકાર બોલી ગયો છે કે બામણની વહુ તો સમશાનમાં જઇ આવી ને ડાકણ થઇ આવી!

ધાવતું છોકરૂં હોય તો ઉવેલ હોય. ધાવતું છોકરૂં ન હોય તો તરત આશા રહે. એટલે બાઇને તો તરત ઓધાન રહ્યાં છે. દિ' ચડવા માંડ્યા છે. નવ મહિને બીજો દીકરો આવ્યો છે. સાસુએ તો વિચાર્યું છે કે

"આજ તો નભાઇ ચૂડેલને ખાવા દઉં જ નહિ! એની પાસે છોકરાને સૂવરાવું જ નહિ!"

એમ કહીને સાસુએ તો બીજા ઓરડામાં માચી મૂકી છે. માચીમાં છોકરાને સૂવાડયો છે. પોતે પડખે સૂતી છે. માલીપાથી ઓરડાને તાળું માર્યું છે.

અધરાત થઇ ત્યાં તો જીવરત મા આવ્યાં છે.

"દીકરી દીકરી! સૂતી છો કે જાગ છ?"

"જાગું છું માતાજી!"

"ઓલે પળવું છે ને?"

"હા જ તો માતાજી!"

"તો લાવ્ય તારો દીકરો!"

"દીકરો તો સાસુએ સંતાડયો છે!"

"પણ તું તો આપછને!"

"હા જ તો માતાજી, હું તો આપી ચુકી છું ને !"

"તો લાવ્ય બાળોતીયું."

બાઇએ તો બાળોતીયું ફગાવ્યું છે. જીવરત માએ તો સાસુને ઓરડેથી છોકરો બાળોતીઆમાં ઉપાડયો છે. ઉપાડીને પોતે અલોપ થઇ ગયાં છે.

સવાર પડયું છે. હાય હાય ! માચીમાં છોકરો ન મળે ! નક્કી વાલામુઇ વહુ જ ડાકણ થઇને ગળી ગઇ. સાસુએ તો વહુને એમ વગોવી છે.

બાપલીઆ ! બામણી તો બબ્બે છોકરા ખાઇ ગઇ !

ગામ આખામાં ફે' ફાટી ગઇ છે.

વળી પાછી બાઇને તો આશા રહી છે. નવ મહિને દીકરો આવ્યો છે.

સાંજે દીકરાનો જલમ થાય છે ને અધરાતે દીકરા ઉપડી જાય છે. આ વખતે તો પહેલી રાત જાળવવી છે.

આડોસી પાડોસી આવ્યાં છે. સગાં વ્હાલાં આવ્યાં છે. કોઇ ઓસરીમાં બેઠાં, કોઇ ફળીમાં બેઠાં, કોઈ ડેલીમાં બેઠાં છે. કોઈએ તરવાર લીધી છે ને કોઇએ બંદૂક લીધી છે.

સહુ જાગે છે. માચીમાં દીકરો રમે છે. કોઇ પાંપણુનો પલકારો ય કરતું નથી.

બરા....બર મધરાત થઇ ને અજૈયા મા આવ્યાં

છે. બસેં માણુસ બેઠું'તું એની આંખોમાં ઘારણુ મૂકી દીધું છે. કોઇ બોલે કે ચાલે ! સડેડાટ માતાજી ઓરડામાં ગયાં છે,

"દીકરી દીકરી, સૂતી છો કે જાગ છ ?"

"જાગું છું માતાજી !"

"બોલે પળવુ છે કે ?"

"હા જ તો માતાજી !"

"તો લાવ્ય દીકરો."

"મારી આગળ ન મળે."

"પણ તું તો દઇ ચુકી છે ને ?"

"હા જ તો માડી !"

"તો લાવ્ય બળોતીયું."

બાઇએ તો બળોતીયું દીધું છે ને માતાજીએ લઇ લીધું છે. દીકરાને ઉપાડયો છે ને માતાજી અલોપ થયાં છે.

હાય હાય ! આ તે ભગવાનના ઘરનો કોપ જાગ્યો ! કે વહુ ડાકણુ જાગી ! બામણના ત્રણ ત્રણ દીકરા ચોરાણા ! ગામમાં તો હાયકારો બોલી ગયો છે.

ગામના રાજાને તો ખબર પડી છે.

રાજા કહે કે "આ ફેરે તો હું પંડેજ ચોકી દેવા આવું છું. ભાર શા છે કે બામણનો દીકરો ભરખાય ?"

બાઇને તો ચોથી વારનું ઓધાન રહ્યું છે. નવ મહિને બેટો જલમ્યો છે. રાજાને બામણે ખબર દીધા છે.

ફળીયામાં માચી, માલીપા દીકરો, અને ફરતી સાતથરી ચોકી મેલી છે. રાજા પંડે ઉઘાડી તરવારે માચી આગળ બેઠા છે.

ગામને પણ રોણું જોણું ને વગોણું થયું છે. ફળીઆમાં ને ઓસરીમાં તો આખા ગામનું માણસ હલકયું છે.

માણસ ! માણસ ! માણસ ! ઇ તો મનખો કયાંય માતો નથી.

બરા....બર અધરાત થઇ ને વજૈયા માતા આવ્યાં છે. અરે સાતથરી શું, સોથરી ચોકી મેલો ને ! માતાજીએ તો દાણા છાંટીને સહુને ધારણ વાળી દીધું છે. સડેડાટ પોતે ઓરડામાં હાલ્યાં ગયાં છે. જઇને સાદ દીધો છે:

'દીકરી, સૂતી છો કે જાગ છ !"

'જાગું છું માતાજી !'

'વચને પળવું છે ને ?'

'હાજ તો માડી !'

'તો લાવ્ય દીકરો.'

'મારી પાસે ન મળે.'

'પણ તું તો આપી ચુકી ને?'

'તે દિ'ની જ.'

"તો લાવ્ય બાળોતીયું.'

બાળોતીયું લઇને માતાએ તો દીકરાને તેડી લીધો છે. તેડીને અલોપ થયાં છે.

આંખ મીંચાણી ને ઉઘડી ત્યાં તો દીકરો અલોપ!

સહુ ખોઇ જેવાં મોઢાં લઇને પોતપોતાને ઘેરે ચાલ્યાં ગયાં.

બીજા નવ માસ થયા અને બાઇને દીકરી આવી છે. દીકરીને તો પથરો ય પડતો નથી. સાસુ સુવાડે તોય સૂઇ રહે છે, ને વહુ સુવાડે તોય સૂઇ રહે છે. સૌ બોલે છે કે

'નભાઇ ચુડેલ! ચાર ચાર દીકરા ભરખીને હવે છોકરીને જીવાડે છે!'

૪.

ચાર વરસનાં ચાર વ્રત પૂરાં થયાં છે. બાઇ કહે છે કે 'બાઇજી, મારે ગોરાણીયું જમાડવી છે. વ્રતનાં ઉજવણાં કરવાં છે,'

સાસુ કહે, 'તને ફાવે તેમ કરને બા!'

બાઇ તો નાહી ધોઇ, નીતરતી લટ મેલી, કંકાવટી ને ચોખા લઇ સડેડા....ટ નદીને સામે કાંઠે દેરે ગઇ છે. જઇને ચાર ચાંદલા કર્યા છે. કરીને બોલી છે કે

એવરત જીવરત !
અજૈયા વજૈયા !

ચારે બેન્યું મારે ઘેરે જમવા આવજો.

ચારેને ગોરણીયું કહી જાઉં છું.

ઘેરે જઇને બાઇએ તો લાપસી રાંધી છે. સાસુ તો આડોસી પાડોસીમાં પૂછી આવી છે કે "બાઇ બાઇ મારી વહુ કોઇને ગોરણી નોતરી ગઇ છે ?"

સૌ કહે, "ના રે બાઇ !"

ત્યારે વાલામુઇ કોને કહી આવી હશે ?

જમવાનું ટાણું થયું છે. ત્યાં તો ચારે દેવીઓ ચારે દીકરાને આંગળીએ વળગાડીને હાલી આવે છે.

સાસુડી તો જોઇ રહી છે ! ઓહો ! શાં રૂપ ને શાં તેજ ! આ તે શું, વહુ ગરાસણીયુંને ગોરણી કહી આવી હશે !

ચારે માતાજીના પ્રથમ તો પાણીએ પગ ધોયા છે. પછી દૂધે પગ ધોયા છે. અંગૂઠાનાં ચરણામૃત લીધાં છે. ચારેને કંકુએ પીળેલ છે. પછી જમવા બેસારેલ છે.

ચારે માતાજી તો જમ્યાં જૂઠયાં છે. જાવા તૈયાર થયાં ત્યાં ઘોડીયામાંથી છોકરીએ રોવું આદર્યું છે.

ચારે બેન્યું પૂછે છે કે "ગગી કેમ રોઇ ?"

દીકરી કહે છે કે "સૌને તો એક ભાઇ, ને મારે એકેય નહિ !"

"આ લે ને માડી તારો ભાઇ !" કહી એવરતે આંગળીએથી દીકરો સોંપ્યો. વળી થોડુંક હાલ્યાં. વળી દીકરી રોઇ. જીવરત માએ પૂછયું :

'ગગી કેમ રોઇ ?'

'સહુને બબે ભાઇ, ને મારે તો એક જ !'

'આ લે ને બીજો ભાઇ.'

એમ કરીને જીવરતે ભાઇ દીધો છે. વળી આગળ હાલ્યાં ત્યાં દીકરી રોઇ છે.

'ગગી કેમ રોઇ ?'

'સહુને તો ત્રણ ત્રણ ભાઇ, ને મારે તો બે જ !'

'આ લે ને આ ત્રીજો ભાઈ !'

એમ કહીને અજૈયા માએ ત્રીજો ભાઇ દીધો. વળી આગળ હાલે ત્યાં છોકરી રોઈ.

કેમ રોઇ માડી ?'

'સહુને તો ચચ્ચાર ભાઈ, ને મારે તો ત્રણ જ !'

'આ લે આ ચોથો ભાઈ.'

એમ કહીને અજૈયા માએ તો ચોથો છોકરો આપી દીધો છે. ચારે જણીઓ ચાર દૂધમલીઆ દીકરા દઈને ચાલી નીકળી છે.

બાઈને થાનેલેથી તો ધાવણની ધાર વછૂટી છે. પોતાના ચારે દીકરાને ઉઝેરીને માતાજીએ પાછા દીધા છે.

ગામમાં તો આખી વાતનો ફોડ પડયો છે. ધણીને સજીવન કરવા બાઈએ ચાર ચાર દીકરા ચડાવ્યા'તા ! અરે બાઈ ! સગાં માવતર દીકરાને ઘમઘોરી રાતે મેલીને હાલ્યાં આવ્યાં'તાં ! અને દીકરો જીવ્યો તે તો વહુને પુન્યે !

વહુનાં વ્રતની તો જે ! જે ! બોલાણી છે. સાસુ સસરો તો વહુને પાયે પડયાં છે.

એવરત જીવરત ને *અજૈયા વજૈયા એને ફળ્યાં એવાં સૌને ફળજો !

*જયા વિજયા





# તુલસી-વ્રત

[આ વ્રત પૌરાણિક કથાને આધારે પ્રવર્ત્યું છે. પરંતુ લોકસમુદાયે એને પોતાની રીતે સરલ, શુદ્ધ અને કાવ્યમય બનાવ્યું છે. કાર્તિક શુદ અગીઆરસે એટલે કે દેવ-દિવાળીના દિવસે વિષ્ણુ ભગવાનના, શાલીગ્રામ સ્વરૂપે, તુલસીના વૃક્ષ સાથે વિવાહ ઉજવાય છે. એ પરથી સારો સ્વામી મેળવવાની કામના અર્થે કુમારિકાઓને કાજે આ વ્રત યોજાયું છે. પરંતુ, જ્યારે પુરાણ તો આ વ્રતની આડમ્બરમય જટિલ વિધિઓ અને અતિશયોક્તિભર્યો મહિમા વર્ણવે છે, ત્યારે લોક-કવિએ તો એની અત્યુક્તિનું છેદન કરી એને સાદા સાંસારિક ભાવોથી સુવાસિત કરી નાખ્યું.]

§

ચોમાસાના લાંબા દાડા : સૂતાં સે'વાય નહિ, બેઠાં વાણું વાય નહિ

તૂળસી મા, તૂળસી મા, વ્રત દો વરતોલા દો !<br>
તમથી વ્રત થાય નહિ ને વ્રતનો મહિમા પળાય નહિ.<br>
થાય તો ય દો ને નો થાય તો ય દો !

અષાઢ માસ આવે,
અંજવાળી એકાદશી આવે,
સાતે સરે સાતે ગાંઠે દોરો લેવો,
નરણાં ભૂખ્યાં વાત કહેવી,
વાત ન કહીએ તો અપવાસ પડે.

પીપળાને પાન કહેવી,
કુંવારીને કાન કહેવી,
તુળસીને ક્યારે કહેવી,
ગાને ગોંદરે કહેવી,
ઘીને દીવે કહેવી,
બામણને વચને કહેવી,
સૂરજની સાખે કહેવી.

કારતક માસ આવે
અંજવાળી એકાદશ આવે
(ત્યારે) વ્રતનું ઉજવણું કરવું.

પે'લે વરસ લાડવો ને ગાડવો,
આવે ચોખો જનમારો;

બીજે વરસ મગનું કુંડું,
  રે' એવાતણ ઉંડું.

ત્રીજે વરસ સાળ સુપડું
આવે સંસારનું સુખડું.

ચોથે વરસ ચરણા ચોળી
આવે ભાઇ પૂતરની ટોળી.
પાંચમે વરસે ખીરે ખાંડે ભર્યાં ભાણાં
આવે શ્રી કૃષ્ણનાં આણાં.
હે તુળસી મા,
વ્રત અમારૂં, સત તમારૂં.





# વીરપસલી

કણબીની એક ડોશી હતી. ડોશીને દીકરો ને દીકરી હતાં. દીકરી તો સાસરે ગઇ છે, ને દીકરો માની આગળ છે.

શ્રાવણ માસ આવ્યો છે. અજવાળીયો આતવાર આવ્યો છે. વીરપસલી આવી છે.

ડોશી તો દીકરાને કહે છે કે "ભાઇ ભાઇ, તું બે'નની વીરપસલી લઇને જા."

ભાઇ તો વીરપસલી લઇને બે'નને ઘેર જાય છે, રસ્તે મોટો એરૂ મળ્યો છે.

એરૂ કહે "હું તને કરડું ને કરડું."

"ના ભાઇ, આજ તું મને કરડીશ મા. મારી

બે'નને આજ વીરપસલી છે, તે બે'ન બિચારી વાટ જોઇને બેસી રહેશે. કાલ પાછો આવું ત્યારે કરડજે."

એરૂ કહે, " કાલ તું પાછો આ રસ્તેથી નીકળ જ શેનો ? બીજે જ રસ્તેથી નીકળ તો ? "

" નીકળ્યા વગર હું રહું જ નહિ. ને તારે મારો વિશ્વાસ ન પડે તો લે હું આ ખડનો પૂળો વાઢી લઉં; એમાં તું બેસી જા. કાલ પડે એટલે તું મને કરડી ખાજે. "

ભાઇએ તો ખડનો પૂળો વાઢ્યો છે. એરૂને પૂળામાં બેસાડી દીધો છે. બેસાડીને પૂળો તો ખંભે નાખી લીધો છે. બે'નને ઘેરે જાતાં તો બહુ મોડું થયું છે. બે'ન તો બિચારી વાટ જોઇ જોઇને થાકી ગઇ છે. થાકીને બે'ન તો રેંટીયો કાંતવા બેસી ગઇ છે.

કાંતતાં કાંતતાં વિચાર કરે છે: અરેરે ભાઇ કેમ ન આવ્યો ! હજીય ભાઇ કેમ ન આવ્યો !

ત્યાં તો ભાઇએ બારણું ઉઘાડયું છે.

ભાઇને દીઠો ત્યાં તો કાંતતાં કાંતતાં બે'નનો ત્રાગડો તૂટી જાય છે.

બેનને તો ફાળ પડી છે કે મારો ભાઇ આવ્યો ને ત્રાગડો કેમ તૂટી ગયો ! ત્રાગડો સાંધીને ઉઠું તો ભાઇની આવરદા સંધાય.

ભાઇને તો ખોટું લાગ્યું છે. અરેરે હું આવ્યો છું, કાલ તો મરી જવાનો છું, તો ય મારી બે'ન તો હજી ઉઠતી યે નથી.

બે'ન તો ત્રાગડો સાંધીને ઉઠી છે. ઉઠીને ભાઇનાં ઓવારણાં લીધાં છે. વીરપસલીનો દોરો ઉજવ્યો છે. ભાઇને જમાડવા લાપસી કરે છે.

ખારણીઆમાં સોપારી નાખી, સાંબેલાના ચાર આંટા ફેરવી, સોપારી ભાંગતી બે'ન બોલે છે કે

શિરછત નવખંડ ધરતીમાં
મારા ભાઇનું જે ભુંડું વાંછે
એના સા....ત કટકા થઇ જાજો !

આટલું બોલ્યા ભેળો તો, છાપરે ભાઇએ ખડનો પૂળો મેલ્યો'તો તેમાં એરૂના સા....ત કટકા થઇ ગયા છે.

રાત પડી છે. ભાઇ કહે કે "બેન, હું તો કાલ જઇશ ને જઇશ." બે'ન કહે, "ના ભાઇ, નહિ જ જવા દઉં."

પણ ભાઇને તો થયું છે કે બે'નને આંગણે જો એરૂ કરડે ને હું મરી જાઉં, તો બે'ન બિચારી રોઇ રોઇને મરે. એનાથી મારૂં મોત શે' જોવાય ! માટે હું તો માર્ગે જ જઇને મરૂં.

બેન તો ઘણી ઘણી તાણ કરે છે. પણ ભાઇ કેમે ય કરી માનતો જ નથી.

રસ્તે મારા ભાઇને ભાતું જોશે ! એમ સમજીને બે'ને તો ઘઉંના લોટના ખાખરા કર્યા. કરીને ખારણીએ ખાંડવા બેઠી. ચુરમું ખાંડી, ઘી ગોળ ભેળવી, જ્યાં લાડવા વાળવા બેસે છે, ત્યાં સાતે ય સાપના કટકા છાપરેથી તડફડ ! તડફડ ! કરતા હેઠે પડે છે. અને અકેકે લાડવામાં અકેકે કટકો ગરી જાય છે.

સવાર પડયું છે. સાતે લાડવા બે'ને ભાઇને ભાતામાં બંધાવ્યા છે. ભાઈ કહે, " આ લે આ એક લાડવો પાછો. ભાંકો ને ભાંકી ઉઠે ત્યારે ભાંગીને બેયને ફાડીચું ફાડીચું દેજે."

ભાઇ તો હાલી નીકળ્યો છે. વાંસેથી ભાંકો ભાંકી તો ઉઠયાં છે. રાડો પાડવા મંડ્યા છે કે મામો કયાં ગયા ! મામો કયાં ગયા !

મા કહે "મામો તો એને ગામ ચાલ્યા ગયા. પણ લ્યો આ લાડવો; મામા આપી ગયા છે. વ્હેંચીને ખાઇ જાઓ."

લાડવો છોકરાંના હાથમાં દીધો છે. ભાંગે ત્યાં તો માલીપાથી એરૂનો કટકો નીકળ્યો. બે'નને તો હાયકારો થઇ ગયો છે.

હાય હાય ! મારો ભાઇ લાડવા ખાશે તો શું થાશે ! એણે તો છોકરાંને રોવાં મેલ્યાં છે. લાડવાના કટકા

હાથમાં લઈને ભાઈની વાંસે દોડે છે. દોડતી જાય છે ને બોલતી જાય છે કે

"મારા ભાઈને મા કરજો ! મારા ભાઈને મા કરજો !"

ભાઈ તો વાટે ચાલ્યો જાય છે. એના મનમાં તો થાય છે કે ક્યાંઇક તળાવડી દેખું તો ટીમણુ કરવા બેસું. પણ પણ એનાથી બહુ આગળ ચલાતું નથી. બેને તાગડો સાંધીને ભાઈની આવરદા સાંધી'તી ખરીને, તે ભાઈને તો રસ્તામાં ચારે દશ્યે તાગડા ! તાગડા ! દેખાય છે. મારગ સૂઝતો નથી. ભાઈ આગળ હાલી શકતો નથી. બે'નને અને ભાઈને તો છેટું ભાંગતું જાય છે. બે'ન તો ધા દેતી દોડી આવે છે.

એમ કરતાં એક નાની તળાવડી આવી છે. ભાઈ તો ભાતું ખાવા બેસે છે. બેસીને પોટલી છોડવા જાય છે, ત્યાં તો

" હે ભાઇ ! છોડીશ મા ! છોડીશ મા !"

એમ ચીસે ચીસ નાખતી બે'ન જઈ પહોંચી છે. જઇને લાડવા ભાંગ્યા છે. ત્યાં તો છયે લાડવામાંથી એરૂના છ કટકા નીકળ્યા છે.

બે'ને પૂછ્યું કે, " હેં ભાઇ, આ કૌતક શું ?" ભાઇએ તો એરૂની વાત કરી છે. બે'નને તો વાત સમ-

જાણી છે કે વીરપસલી માને પ્રતાપે એરૂના સાત કટકા થઇ ગયા છે. એ'ને તો ખાડો ગાળ્યો છે, લાડવા ભોયમાં ભંડાર્યા છે. ભાઇને પાછો ઘેરે તેડી જાય છે. જમાડે છે ને જૂઠાડે છે.

વીરપસલી મા એને ત્રુઠમાન થયાં એવા સહુને થાજો !







# વીરપસલી :

## વાત બીજી

કણબીને સાત દીકરા હતા. સાતે ભાઈ વચાળ એક બે'ન હતી.

બે'નને તો પરણાવેલી છે, પણ સાસરેથી કોઈ એને તેડતું નથી. જમાઈ તો દીકરીની સામું ય જોતો નથી.

સાત ભાઈમાં છ પૈસાદાર, ને સાતમો ગરીબ. બે'નને ભાઈઓ તો સંઘરતા નથી. બે'ન તો માવતર ભેગી રહે છે અને રોજ ઉઠીને ભાઈઓના વાછડા ચારવા વગડામાં ચાલી જાય છે.

શ્રાવણ માસ આવ્યો છે. અંજવાળીઓ આતવાર આવ્યો છે. નદીને કાંઠે તેવતેવડી છોડીઓ બેઠી બેઠી વીરપસલીના દોરા લે છે, નાય છે ને ધોવે છે.

કણુબીની દીકરી વાછડાં ચારવા જાય છે ત્યાં એણે નદી કાંઠે સૌ છોડીઓને દોરા લેતી દીઠી છે. એણે તો પૂછ્યું છે કે

"બાઇયું, બે'ન્યું, આ તમે શું કરો છો ?"

"અમે તો વીરપસલીના દોરા લઇએ છીએ. આજ તો વરસ દિ'નું ભાઇનું વ્રત છે. આજ તો ભાઇ જે આપે તે જ ખવાય."

"વીરપસલીના દોરા લીધે શું થાય ?"

"વીરપસલી મા ભાઇને સુખી રાખે; બે'નને ય સૌ સારાં વાનાં થાય."

બાઇ તો નિસાસો નાખીને ઉભી રહી છે. એ તો બોલી છે કે "અરેરે ! કોઇને એક ભાઇ હોય, કોઇને બે ભાઇ હોય; મારે તો ઘણા યે સાત ભાઇ છે ! પણ મને વ્રતનું ઉજવણું કોણ કરાવે ? નાનો ભાઇ ગરીબ છે. મોટા જરા જીવવાળા છે, પણ હોકારો દેતાય નથી."

તો ય બે'ન તો દોરા લેવા બેઠી છે. છોડીઓમાંથી કોઇએ ચીર માયલો, કોઇએ ચુંદડી માંયલો, એમ આઠ તાંતણા કાઢ્યા છે, ને આઠ ગાંઠ વાળી છે. વાળીને કહ્યું છે કે

"આ લે બે'ન આઠ દિ' લગણ દેવતા પૂજજે, ના'ઇ

ચોઇ સાંજે દોરાને ધુપ દેજે, ધુપ દઈને પછી જમજે.
આઠમે દિ'એ દોરો ઉજવજે. દોરો પીપળે બાંધી-આવજે."

દોરો તો લઈને દીકરી તો ઘેરે આવી છે. માને એણે વાત કરી છે. કહ્યું છે કે "માડી, આજથી ચુલામાં દેવતા ભારી મેલું છું. કોઇ મારો દેવતા ઠારશો મા".

ભોજાઇઓને તો ખબર પડી છે. ભોજાઇઓને તો એધ જ હોય ને! એક બીજી ખીખીઆટા કરવા માંડી છે કે "આ જોને આ! ઉજડીઆ ઘરને બાળી ઓળીને તો એઠી છે! ને વળી આંહી આવીને કૂડલા કટુડીઆ કરે છે. કોણ જાણે શું યે દોરા ધાગા લાવી છે!"

મા બિચારી આંખે આંધળા જેવી, એટલે એક ઠેકાણે બેસી રહે. અને ભોજાઇઓ આવીને ચુલામાં પાણી નાખી જાય.

દીકરી તો નદીએ ન્હાઇને ઘેરે આવે ત્યાં દોરાને ધૂપ દેવા દેવતા ન મળે!

"માડી, આ મારો દેવતા કોણે ઠારી નાખ્યો?"

"બેટા! તારી ભોજાયુંએ! બીજા કોણે?"

"સારૂં માડી! હું હવેથી કટૂડીયામાં દેવતા લઇને સીમમાં જઇશ. વાછરૂના કાનમાં દાણા મેલીશ. એ સાંભળશે ને હું વાર્તા કહીશ."

એમ કરતાં તો આઠ દિ' થયા છે. દીકરી તો બોલી છે કે "માડી! આજ તો મારે દોરો ઉજવવો છે. આજ તો ભાઇ જે દેશે તે જ જમાશે."

મા કહે "માડી, ભાઇયુંને ઘેરે જઇને માગી આવ."

બેન તો મોટેરા ભાઇઓને ઘેર ગઇ છે. જઇને પૂછે છે કે "ભાભી, ભાભી, મારો ભાઇ છે?"

છ યે ભોજાઇઓ તો બરો છણકો કરી કરીને બોલી છે કે "તું જાણુ ને તારો ભાઇ જાણે! શું કામ છે?"

"મારે વીરપસલીનો દોરો ઉજવવો છે!

"જા રાંડ, અમારે દોરા ધાગા નથી કરવા. અમારે પરમેશ્વરનું દીધેલું ઘણું છે."

એમ હુબડાવી ફફડાવી, વડચકાં ભરી, રોવરાવીને નણંદને તો છ યે ભોજાઇઓએ કાઢી છે. આંખો લુછીને એ તો નાનેરા ભાઇને ઘેરે ગઇ છે. ભોજાઇ તો છાશ તાણે છે. જઇને બે'ને તો પૂછયું છે કે

"ભાભી ભાભી, મારો ભાઇ છે?"

ભોજાઇએ હસીને જવાબ વાળ્યો છે કે "આવો આવો બા, તમારો ભાઈ તો ખેતરે ગયા છે. હજી માંડ સીમાડે પહોંચ્યા હશે."

સાંભળીને બે'ને તો ભાઇની વાંસે દોટ દીધી છે. ભાઇ પસલી! ભાઇ પસલી! એમ બોલતી દોડી જાય છે.

ભાઇ તો બે'નને ભાળીને ઉભો રહ્યો છે. બે'ને તો જઇને ભાઇને વીરપસલીના દોરાની વાત કરી છે. સાંભળીને ભાઇ તો બોલ્યો છે કે

"અરેરે બાઇ! આંહી સીમમાં શું આપું? લે આ કોદરા આપું છું એને ઘઉં કરી જાણજે! આ ધુડનું ઢેફું આપું છું એને ગોળ કરી જાણજે! આ પાણીનો લોટો આપું છું એને ઘી કરી જાણજે. આ ખોટો ત્રાંબીઓ આપું છું એને સોના મ્હોર કરી જાણજે!"

ભાઇએ તો ચારે વાનાં ઉજળે મોઢે આપ્યાં છે. રાજી થાતી થાતી બે'ન તો પાછી વળી છે.

એ જ ટાણે જમાઇ તેડવા આવ્યો છે. સાસુએ તો હરખનાં આંસુડા લુતાં લુતાં ખાટલો ઢાળી દીધો છે. પાણીનો કળશો ભરીને પાયો છે.

જમાઈ તો કહે કે "હું તેડવા આવ્યો છું. અબઘડી ને અબઘડી જ મારે તેડી જાવાનું છે. મારાથી ઘડી વારે રોકાવાશે નહિ."

સાસુ કહે "અરેરે માડી! નો'તા આવ્યા ત્યારે નો'તા જ આવ્યા! અને આવ્યા ત્યારે એક સામટા ઉતાવળા થઇને આવ્યા!"

પણ જમાઇ તો માનતા નથી. માએ તો દીકરીને સાબદી કરી છે. દીકરીના આણાનો માળીડો ભરવો છે.

ઘણુ માંહીં ભરવું શું ? દીકરીને દેવા જેવું તો કાંઇ ન મળે !

હાલો નણદીને વોળાવા જાયેં ! એમ હસતી હસતી ભોજાઇઓ આવી છે. કોઇ સાવરણ લાવી, કોઇ સૂથીયું લાવી, કોઇ જૂની ઇંઢોણી લાવી, કોઇ ગાભા મસોતાં ને ચીથરાં લાવી.

. જે મળ્યું તે બધું ય માએ તો ઠાંસી ઠાંસીને દીકરીની બચકીમાં ભર્યું છે. ભુખી તરસી દીકરીને માએ તો તે ને તે ટાણે વળાવી દીધી છે. દીકરી કહે કે "માડી, હું તો માર્ગે ઉજવાણું કરી લઈશ."

વળાવીને મા ઘરે આવી. ત્યાં તો સાંભર્યું કે દીકરી દેવતા ભુલી ગઇ છે. અરેરે ! બાપડીને દોરો ઉજવતાં વગડામાં વપત પડશે !

મા તો દેવતા લઈને વાંસે દોડી છે. દીકરી દેવતા ! દીકરી દેવતા ! કરતી શ્વાસેભરી દોડી જાય છે.

જમાઇ એ સાસુનો સાદ સાંભળ્યો છે. ઉભાં રહ્યાં છે. વહુને વર કહે કે ' તારી મા જેવું કોઇક આવતું લાગે છે. આઘે ધુમાડા દેખાય છે. "

માએ તો આવીને દીકરીને દેવતા દીધો છે, દઇને મા તો પાછી વળી છે. સ્વામી તો માર્ગે મશ્કરી કરવા

મંડયા છે કે "તારી માને બીજું કાંઇ ન મળ્યું તે તે દેવતા દેવા દોડી!"

બાઇ કહે "સ્વામીનાથ! મારે તો સારા પ્રતાપ એ દેવતાના, કે તમે મને નો'તા તેડતા ને તેડી! મારે વીરપસલીનું ઉજવણું કરવું છે. હું હજી ભુખી છું. આંહી આપણે વિસામો ખાઇએ."

એક વાવ હતી ત્યાં વર વહુ ઉતર્યાં છે. બાઇ તો દોરાને ધૂપ દઇને ન્હાવા ગઈ છે. ન્હાઇને નીતરતે લુગડે વાવમાંથી નીકળી ને પગથીએ ઉભી રહી છે. અને સ્વામીને સાદ કરી કહ્યું છે કે'

"સ્વામીનાથ, ઓલ્યા બચકામાંથી એક ગાભો કાઢીને ફગાવો તો!"

ધણી તો બચકી ઉઘાડે ત્યાં એક એકથી ચડીયાતાં હીર ચીર ને અંબર દીઠાં છે. એણે તો પૂછયું છે કે

"હે સતી! આમાંથી કયા રંગનું ચીર આપું?"

"અરેરે! ચીર કેવાં! મારી ગરીબ માની મશ્કરી કાં કરો!" એમ બોલતાં બોલતાં બાઇની આંખમાંથી દડ! દડ! દડ! દડ! આંસુડાં પડવાં મંડયાં છે.

"ના રે ના, હું મશ્કરી નથી કરતો. આમ જુવો!" એમ કહીને સ્વામીનાથ તો બધાં ચીર બતાવે છે. બાઇએ તો જાણ્યું કે મારે વીરપસલી મા ફળ્યાં છે.

બાઈએ તો હીર ચીર પહેરી લીધા છે. એનાં રૂપ તો ક્યાંય માતાં નથી. બાઈ ધણીને કહે છે કે

"લ્યો સ્વામીનાથ ! આ મારા ભાઈએ ત્રાંબીઓ દીધો છે. પડખેના ગામમાં જઈને એનું કાંઈક સીધું લઈ આવો !"

એમ કહીને ત્રાંબીઓ કાઢે ત્યાં તો સોનામહોર થઈ પડી છે !

ધણી તો ગામમાં ગયો છે. વાંસેથી બાઈ તપાસે તો નાના ભાઈના દીધેલ કોદરા સાચેસાચ કાઠા ઘઉં થઈ પડયા છે. ધુડનું ઢેફું ગોળનું દડબું થઈ ગયું છે. ને પાણીના લોટકામાં ભેંસનું ઘી થઈ ગયું છે !

જોતજોતામાં તો બાઈ જ્યાં બેઠી હતી ત્યાં મ્હેલ મો'લાત થઈ પડી છે. અને પોતે તો વાવની પાળને બદલે ગોખમાં બેઠી છે !

ગામમાંથી ધણી જ્યાં આવે ત્યાં એને તો અચરજ થયું છે કે અરે ! આંહી મો'લાતું કેવી ! અને મારી અસ્ત્રી ક્યાં ?

ક્યાં છો ? ક્યાં છો ? એમ સાદ પાડતો પડતો સ્વામી ગોતે છે. ત્યાં તો

આંહી છું ! આંહી છું ! એમ ગોખમાં બેઠેલી અસ્ત્રી જવાબ આપે છે. ધણી મેડીએ જાય છે.

રાંધવા સારૂ બાઇ તો ઘરમાં ચુલો ખોદે છે. પણ જ્યાં ખોદે ત્યાં સોનાના ચરૂ! જ્યાં ખોદે ત્યાં સોનાના ચરૂ! ધરતી તો દેખાય જ નહિ!

હાથ જોડીને બાઇ તો બોલી છે કે "હે વીરપસલી મા! ત્રુઠમાન થયાં તો ભલે થયાં! પણ હવે રાંધી ખાવા જેટલી જગ્યા તો આપો! અમે ભુખ્યાં થયાં છીએ!"

એટલું કહ્યું ત્યાં તો ધરતી હતી એવી થઇ ગઇ છે. રાંધી ચીંધીને ખાધું છે. વરવહુ બેય જણાંએ ત્યાં જ વાસો કર્યો છે.

(૨)

થોડાંક વરસ વીત્યાં ત્યાં તો બાઇના પીયરમાં દુકાળ પડયો છે. સાતે ભાઇઓનું બળીને બુંદ બેસી ગયું છે. સાતેને ખાવા ધાન નથી રહ્યું.

સાત ભાઇ, સાત ભોજાઇ, મા ને બાપ: એમ સૌ દાડી ગોતવા હાલી નીકળ્યાં છે. હાલતાં હાલતાં ઉડતા વાવડ મળ્યા છે કે ફલાણે ઠેકાણે કામ હાલે છે. ત્યાં કોઇ શેઠીઓ દાડીયાં દપાડીયાં રાખે છે.

વગડામાં જ્યાં બાઇની મેડીઓ હતી ત્યાં સૌ આવી પહોંચ્યાં છે. બાઇએ તો પોતાનાં ભાંડરડાંને, ભોજાઇ-

ઓને અને માવતરને ઓળખી કાઢયા છે. પણ પોતે ઓળખતી નથી.

"ભાઇ, બે'ન, દાડીએ રાખશો ?"

"ભલે બહુ સારૂં !"

એમ કહીને બાઇ છ ભાઇને કહે, "તમે કોદાળી પાવડા લ્યો."

છ ભોજાયુંને કહે "તમે સૂંડલા તગારાં લ્યો."

નાનેરા ભાઇને કહે "તમે દુકાન ચલવો."

નાનેરી ભોજાઇને કહે "તમે ચૂલા આગળ રહો."

ડોસીને કહે "ઘોડીયાની દોરી તાણો."

ડોસાને કહે "ડેલીએ બેસીને સૌને કણિક આપો."

સૌ સૌને કામે લાગી પડયાં છે. છ યે ભાઇને અચરજ થાય છે કે શેઠાણી નાનેરાને કેમ સૌથી સારી રીતે રાખતાં હશે ! પણ સમશ્યા સમજાતી નથી.

એમ કરતાં તો ભાઈબીજ આવી છે. જમનાજીએ પોતાના ભાઇ જમરાજાને જે દિ' જમવા નોતર્યા'તા ને સામસામાં ભાઇ-બે'ને પાટલે બેસીને પૂજા કરી'તી તે કારતક શુદ બીજ આવી છે. બે'ને તો સાતે ભાઇઓને કહ્યું છે કે,

"તમે મારા જીભના માનેલ ભાઇ છો. તમે આજ કામે જાશો મા. આજ અણોજો પાળજો. આખું કટંબ મારે ઘેરે જમવા આવજો."

સાતે ભાઇને જમવા બેસાર્યા છે. છ મોટેરાઓની થાળીમાં અક્કેક સોનાનો ઘડાવેલ ડેડકો અને કડવા લીંબડાની ભાજી પિરસી છે. અને નાનેરાના ભાણામાં લાપસી મેલી છે. નાનેરો તો ખાવા મંડયો છે, પણ મોટેરા શું ખાય ? સોનું ખવાતું નથી. અને લીંબડાની ભાજી તો કડવી ઝેર લાગે છે !

છ યે ભાઇઓ સામસામા મોઢાં વકાસીને જુવે છે.

"બે'ન પૂછે છે, "કાં ભાઇ, કેમ ખાતા નથી ?"

"બે'ન, ભાજી બહુ કડવી લાગે છે."

હું યે તમને છયેને એ ભાજી જેવી જ કડવી લાગતી'તી ! કેમકે તે દિ' તમારે ઘેરે સોનું હતું."

એટલું કહ્યું છે, ત્યાં તો છ યે ભાઇ ચમકે છે. પોતાની બે'ન એને સાંભરે છે. બે'નની અણુસાર ઓળખાય છે. છયેને મોઢે મશ ઢળે છે.

વળી પાછી બે'ન બોલી છે કે "આ નાનેરા ભાઇના ઘરમાં તો કાંઇ નો'તું. એણે મને ધૂડનું ઢેફું, પાણીનો લોટકો અને ખોબો કોદરા આપ્યા, પણ ઉજળે

મોઢે આપ્યા. આજ સારા પ્રતાપ મારે એના, કે વ્રતનું ઉજવણું થયું ને વીરપસલી માએ મારો દિ' વાળ્યો."

છ યે ભાઇ અને છ યે ભોજાઇની આંખે શ્રાવણુ ભાદરવો છૂટયાં છે. એને તો પસ્તાવાનો પાર રહ્યો નથી. બે'નને પગે પડીને ભાઇ–ભોજાઇ વિનવે છે કે "બે'ન, અમારા અપરાધ માફ કર !"

સાતે ભાઇઓને સાથે રાખીને બે'ન તો સુખી થઇ છે. વીરપસલી મા એને ફળ્યાં એવાં સૌને ફળજો !



# નોળી નોમ

[શ્રાવણ માસની શુકલ પક્ષની નવમીએ જેને પેટ સંતાન ન હોય તે સ્ત્રી આ વ્રત ધરીને જુવારનું એક ધારવડું ખાઇને રહે છે.]



બામણ ને બામણી હતાં. પેટ કાંઇ જણ્યું નહોતું. ચપટી ચપટી લોટ માગી આવે ને એમાંથી વર વહુ પેટ ભરે.

એક દિ' બપોરે બામણ બા'ર ગયો છે. દુખીઆરી ગોરાણી ઉંબરનું ઓશીકું કરીને સૂતી છે. સૂતી સૂતી એની નજર છાપરે જાય છે. એણે તો એક કૌત્યક જોયું છે.

શું કૌત્યક જોયું છે ? ચકલો ને ચકલી બેઠાં છે. ચકલી માળો નાખે છે ને ચકલો માળો ચુંથી નાખે છે. વારે વારે ચકલી માળો નાખે ને વારે વારે ચકલો માળો ચુંથી નાખે.

ચકલી પૂછે છે કે "અરે ચકા રાણા, શીદને આપણો માળો ચુંથી નાખો છો ?"

ચકલો કહે છે "હે ચકી રાણી, આ ઘરનાં ધણી ધણીઆણી તો વાંઝીયાં છે. એને એકેય નાનું છોકરૂં નથી. એટલે એના ઘરમાં દાણાનો એકેય કણ કેદિ' વેરાશે નહિ. વિચાર વિચાર હે ચકી ! આવા ઘરમાં આપણા પોટા ખાશે શું ? ને ઉછરશે શી રીતે ?"

ચકલા-ચકલીની આટલી વાત સાંભળીને બાઇ તો રહ ! રહ ! રોવા મંડી છે. બામણ ઘેરે આવ્યો છે. આવીને પૂછે છે,

"અરે ગોરાણી, રોવું શીદ આવ્યું ?"

ગોરાણીએ તો ચકલા ચકલીની વાત કરી છે.

ગોર તો બીજે દા'ડે માગવા હાલ્યો છે. રસ્તામાં જુવે છે તો એક નોળીઓ હાલ્યો જાય છે ને નોળી-આની વાંસે કૂતરાં દોડે છે.

બામણે તો નોળીઆને તેડી લીધો છે. તેડીને એને ઘેરે લઇ આવે છે. આવીને બામણીને કહે છે,

"લે અસ્રી ! આને પાળ, ખવરાવ, આનંદ કર ને દીકરાનું દુઃખ વિસર."

ગોરાણી તો નોળીઆને પેટના દીકરાની જેમ પાળે છે. એમ કરતાં તો ગોરાણીને દિવસ ચડયા છે. નોળી-

આને પરતાપે નવ મહિને દીકરો આવ્યો છે. દીકરો તો અદાડે ઉઝર્યો જાય છે.

"એક દિ' ગોરાણી પાણી ભરવા હાલી છે. નોળી-આને તો ભલામણ દીધી છે કે

"ભાઈને સાચવજે હો! રોવે તો હીંચકો નાખજે. હું પાણી ભરવા જાઉં છું."

ડગ! ડગ! ડગ! ડગ! ડોકી ડગમગાવીને નોળીઓ તો જાણે કહે છે કે "હો માડી!"

ઘોડીયા પાસે બેઠો બેઠો નોળીઓ દોરી હલાવે છે. ત્યાં તો કા........ળો ઝેબાણ જેવો એક નાગ નીક-ળ્યો છે. નાગ તો ઘોડીયે ચડે છે. ફુંફાડે ફુંફાડા મારે છે. નોળીએ તો નાગને દીઠો છે.

હાય હાય! હમણાં મારા ભાઈને મારી નાખશે! એમ વિચારીને નોળીએ તો દોટ દીધી છે સરપને મ્હોંમાં ઝાલી લીધો છે. સરપના તો સાત કટકા કરી નાખ્યા છે.

હવે! હાલ્ય ઝટ મારી માને વધામણી દઉં!

એમ વિચારીને લટ પટ! લટ પટ! કરતો કરતો નોળીઓ સામો હાલ્યો છે. પણ પાણીશેરડાને અરધે રસ્તે મા તો સામી મળી છે. માએ તો નોળીઆને

લોહીલોહાણુ ભાળ્યો છે. મોઢે લોહી ! પગે લોહી ! લોહી ! લોહી ! લોહી !

ભાળીને બાઇ તો દેસત ખાઇ ગઇ છે. એને તો થયું છે કે હાય હાય ! પીટયાએ નક્કી મારા છોકરાને ચુંથી નાખ્યો લાગે છે. પીટયાને પાળ્યો, ઉઝેર્યો, પણ જનાવર ખરો ને !

બાઇને તો રીસ ચડી છે. નોળીઆની કેડ ઉપર એણે તો બેડું પછાડયું છે. નોળીઆની સુંવાળી કેડ તો તરત ભાંગી ગઇ છે.

બાઇના પેટમાં તો શ્વાસ માતો નથી. દોડી દોડી ઘેરે આવે છે. જઇને જુવે ત્યાં તો ઘોડીયામાં સૂતો સૂતો દીકરો અંગૂઠો ચુસે છે, ઘુઘવાટા કરે છે, અને પાસે તો સરપના સાત કટકા પડયા છે.

હાય હાય ! હું હત્યારી ! ગોઝારી ! મેં નોળીઆને મારી નાખ્યો. જેણે મારા દીકરાને ઉગાર્યો એને જ મેં પાપણીએ માર્યો !

એવાં કલ્પાંત કરતી કરતી બાઇ તો ઉંબરે માથું મેલીને સૂતી છે. રોતાં રોતાં નીંદરમાં પડી છે. બાઇની તો આંખ મળી ગઇ છે.

ત્યાં તો કેડ ભાંગલ નોળીઓ ઢરડાતો, ઢરડાતો, બ્હીતો બ્હીતો, ખાળમાં પેસીને ઘરની માલીપા આવ્યો છે.

બાઇ વિના એને શે' ગમે ? માના ખોળામાં રમ્યા વિના એનાથી શે' જીવાય ! આવીને એ બિચારો તો ફાળમાં ને ફાળમાં છાશની ગોળીમાં બેસી ગયો છે.

ભળકડું થયું ને બાઇ જાગી છે, રોઇ રોઇને બાઇની આંખો સૂણી ગઇ છે. અંધારે અંધારે એણે તો છાશ રેડી છે. ફળફળતું ઉનું પાણી નાખ્યું છે. જીવ બળતો'તો ને મંડી છે જોરથી તાણવા.

ઘમમમ ! ઘમમમ ! રવાઇ ઘુમવા મંડી છે. છાશ થઇ ગઇ છે. પણ જ્યાં બાઇ માખણ ઉતારે, ત્યાં તો માલીપા નોળીઆના કટકે કટકા !

અરરર ! અધુરૂં હતું તે મેં પાપણીએ પૂરૂં કર્યું !

માથે ઇંઢોણી, છાશની ગોળી, અને કાંખમાં છોકરો : ઉપાડીને બાઇ તો હાલી નીકળે છે, ઉભે વગડે દોડી જાય છે. શ્વાસધમણ થઇ રહી છે. આંખે શ્રાવણ ભાદરવો હાલ્યા જાય છે.

અંતરીયાળ એક ડોસી બેઠી છે. ડોસી પૂછેછે કે “બાઈ બાઇ કયાં દોડી જાછ ?”

“હું તો જાઉં છું મારા નોળીયાને સજીવન કરાવવા ને નીકર મારો ને આ છોકરાનો દેહ પાડી નાખવા.”

“મારૂં માથું જોતી જાઇશ ?”

"હ્યોને માડી, હવે મારે તો આથમ્યા પછી અસૂર શું? હું તો મરવા જ જાઉં છું ને."

એમ કહીને બાઇએ તો છોકરો ને ગોળી હેઠે મેલ્યાં છે. મેલીને ડોસીમાનું માથું જોવા મંડી છે. જેમ જેમ ડોસીનું માથું ઠરવા મંડ્યું તેમ તેમ તો છાશની ગોળીમાં

ડબ....ક! ડબ....ક! ડબ....ક! થયું છે.

સજીવન થઇને નોળીઓ તો બા'ર નીકળ્યો છે!

નોળીઓ તો બાઇના ખોળામાં ચડી ગયો છે. બાઇએ તો એને છાતી સરસો લઇને રોઇ રોઇ હૈયું ઠલવ્યું છે. ડોસીને માતાજી જાણીને બાઈ પગે પડી છે.

"માતાજી! તમારે પરતાપે મારો નોળીઓ ઉગર્યો."

"જા બાઇ, વરસોવરસ નોળી નોમ રે'જે. તે દિ' ઘઉં ખાઇશ મા. ઘઉંનો કણીક કેળવીશ મા. છાશ કરીશ મા. ઘી માખણ, દૂધ, દહીં, છાશ, કાંઇ ખાઇશ મા."

નોળી નોમ મા એને ફળ્યાં એવાં સહુને ફળજો!



# બોળ ચોથ

[બોળીઓ એટલે વાછડો : તે પરથી 'બોળ ચોથ' નામ પડયું છે. આ કથામાંથી એવો કંઇક ધ્વનિ નીકળે છે કે કોઇ માંસાહારી પ્રજાનું આ વ્રત હોવું જોઇએ નહિતર ભૂલથી વાછડાને મારી નાખવાની મુર્ખાઇને એ યુગ ચલાવી લે નહિ. આજે પણ હિન્દના અન્ય અનેક પ્રાંતોમાં બ્રાહ્મણો માંસાહારી કયાં નથી? વ્રતની પ્રાચીનતા ઉપર આ કથાનું તત્ત્વ પ્રકાશ પાડે છે.]

§



શ્રાવણ માસ આવ્યો છે. અંધારી ચોથ આવી છે. તે દિ' તો ગામોટીને ઘેરે એકરંગી ગા' ને એકરંગી વાછડો પૂજાય.

ગામોટની વહુ તો ઉઠીને ના'વા ગઇ છે. વહુદીકરીને કહેતી ગઇ છે કે

"આજ તો તમે ઘઉંલો ખાંડીને ઓરજો."

સાસુ તો ઘઉંનું ગળ્યું ધાન રાંધવાનું કહી ગઈ છે, પણ વહુ દીકરી તો વાત ઉંધી સમજ્યાં છે. ગામોટની ગા'ના તો વાછડાનું નામ પણ 'ઘઉંલો' છે.

નણંદ ભોજાઇએ તો ભેળી થઇ, ઘઉંલા વાછડાને ઝાલી, કાપી, ખાંડીને હાંડલામાં ચડાવી દીધો છે. એને તો બાફી નાખ્યો છે.

ગામોટની વહુ તો ના'ઈ ધોઇને ઘેરે આવી છે. વહુ દીકરાને એણે પૂછ્યું છે કે "કાં, ઘઉંલો બાફ્યો ?"

દીકરી કહે છે "હા. પણ માડી, ઘઉંલો તો કાંઈ ભુંડો ને ! ઝાલ્યો ઝલાય નહિ ! કાપ્યો કપાય નહિ ! અને એણે તો શું રાડયું પાડી છે ને ! બાંબરડે બાંબરડા નાખે ! માંડ માંડ કપાણો !"

થડક થઈને મા તો પૂછે છે કે "તે તમે કયો ઘઉંલો બાફ્યો ?"

"બીજો કયો વળી ? આપણો વાછડો !"

"અરરર ! વાલામુંઈયું ! તમે તો કાળો કોપ કર્યો ! હવે આપણે મોઢું શું દેખાડશું ? આ સાંજ પડયે તો ગા'વાછડો પૂજવા ગામની ગોરણીયું આવશે ! ગા' આવીને ભાંભરડા દેવા માંડશે ! આપણે એને જવાબ શો દેશું !"

મા તો મુંઝાઇ ગઇ છે. ઘઉંલાવાળું હાંડલું લઇને ત્રણે જણીઓ છાનીમાની ઉકરડામાં દાટી આવી છે. આવીને ખડકી વાસી દીધી છે. ત્રણે જણીઓ સંતાઇને ઘરમાં બેસી ગઇ છે.

આજ તો આઢતી ગા' પૂજાય છે, પણ આગળ આવતી ગા' પૂજાતી.

ગામોટની ગા' તો સીમમાં ચરતી'તી ત્યાં એને સત ચડયું છે. માથે પૂછડું લઇને કાન પહોળા કરતી, ભાંભરડા દેતી, નાખોરાના ફરડકા બોલાવતી ગા' વાજોવાજ ગામમાં વહી આવે છે.

આવે છે ત્યાં તો સામો સાવઝ તો મળ્યો છે. આડો ઉભો રહીને સાવઝ કહે છે કે "તને ખાઇ જાઉં."

ગા' તો બોલી છે કે "અરે ભાઈ, ગામની ત્રણસેં ગોરણીયું સવારની ભુખી બેઠી છે. હું નહિ જાઉં તો એ ખાશે નહિ. એને ખવાડીને હું હમણાં પાછી આવું છું. પછી મને તું ખુશીથી ખાજે."

સાવઝે તો ગા'ને જાવા દીધી છે. વગડાને ધણેણાવતી ગા' તો દોડી આવે છે. ગામમાં આવીને એણે તો ઉકરડામાં શીંગડાં ભરાવ્યાં છે.

ભરાવે ત્યાં તો હાંડલું ફુટયું છે ને સડાક! દેલો

વાછડો બેઠો થયો છે. પોતાની માને ચસ ! ચસ ! ધાવવા મંડયો છે. મા તો વાછડાને ચાટવા મંડી છે.

અને વાછડાની ડોકમાં તો હાંડલાનો કાંઠો વળગી રહ્યો છે.

સાંજ પડી ત્યાં તો ગામ આખાની ગોરણીઓ, હાથમાં પૂજાની થાળીઓ લઇ લઈને ગામોટને ઘેરે ગા' પૂજવા હલકી છે.

આવીને જોવે તો ખડકી તો વાસેલી છે. ઘરમાં તો કોઇ કરતાં કોઇ સળવળતું નથી. સમી સાંજે જાણે સોપો પડી ગયો છે.

ગોરણીઓ તો ખડકીનું બાર ભભડાવે છે કે "ગોરાણી ! એ ગોરાણી ! ઉઘાડો, આ સૌ ગોરણીયું ગા' પૂજવા આવી છે."

પણ કોઇ બોલે કે કોઇ ચાલે ! ઘરમાં બેઠી બેઠી ત્રણે જણી પારેવડી જેવી ફફડે છે. એના તો ફડકે શ્વાસ જાય છે.

વાટ જોઈ જોઇને વળી પાછી ગોરણીઓ બોલે છે કે

"અરેરે ! આ ગા' આવીને ઉભી છે ! આ વાછડો ગા'ને ધાવી જાય છે ! અને આ વાછડાની ડોકમાં આજ તો ફુલના હાર હોય, એને સાટે આ રાંડુંએ તો વાછડાને કાળા હાંડલાનો કાંઠો કાં પે'રાવ્યો છે ?"

ખડકી બહાર તો આવી આવી વાતો થાય છે. ઘરમાં બેઠી બેઠી ત્રણે જણીઓ કાનોકાન સાંભળે છે. સાંભળીને વિસ્મે થઇ જાય છે.

મા કહે "દીકરી, છાનીમાની ખડકીની તરડમાંથી જોઇ આવ તો ખરી! આ ગા' વાછડાની શી વાતું થાય છે?"

દીકરીએ તો તરડમાંથી ગા' વાછડાને જીવતાં દીઠાં છે. દોડતી દોડતી ઘરમાં ગઇ છે. માને કહે " માડી! ગા' ઉભી છે, ને ઘઉંલો ધાવે છે!"

" અરે માડી! એ તો કો'ક બીજાનો વાછડો હશે. હવે ઘઉંલો કેવો!" એમ કહીને મા તો રોઇ પડે છે.

દીકરી તો માને પરાણે ખડકીએ લઇ જાય છે. જઇને જુવે ત્યાં તો સાચોસાચ ઘઉંલો સજીવન દીઠો છે!

ઝટ ખડકીનું કમાડ ઉઘાડયું છે. ગા' વાછડો દોડીને ફળીઆમાં આવ્યાં છે. સાસુ વહુ ને દીકરીની આંખે તો હરખનાં આંસુડાં હાલ્યાં જાય છે.

ગોરણીઓએ તો બાઇને બધી વાત પૂછી છે. બાઇએ તો બધું કહી સંભળાવ્યું છે. સૌ ગોરણીઓને પગે લાગીને બાઇ તો બોલી છે કે

"બાઇચું બેન્યું! તમારાં વ્રતને બળે મારો વાછડો બેઠો થયો છે. પગ તો પૂજું તમ ગોરણીયુંના!"

ગોરણીઓએ તો ગા' વાછડાને ચાંદલા કર્યા છે. ફુલના હાર પહેરાવ્યા છે. ગા'ના જમણા કાનમાં કહ્યું છે કે

માતાજી સત તમારૂં
ને વ્રત અમારૂં

તે દિ'થી સૌ ગોરણીએ ઠરાવ્યું છે કે આજથી બોળચોથને દા'ડે પાટીયામાં રાંધેલું, છરીનું સુધારેલું, કે ખારણીઆમાં ખાંડેલું કોઇ ખાશો મા! ઘઉં ખાશો મા!

વળતે દિ' ગાય તો વગડામાં ગઇ છે એણે તો સાવઝને વચન દીધું'તું એ પ્રમાણે સાવઝ પાસે પહોંચી છે. જઇને કહ્યું કે "લે ભાઇ, હવે તારે મને ખાવી હોય તો ખાઇ જા."

સાવઝે તો ગા'ના ગળામાં ફુલના હાર દેખ્યા છે. વિસ્મે થઇને પૂછયું છે કે

"અરે બાઇ, આ તારા ગળામાં ફુલહાર શેના?"

ગા'એ તો સાવઝને બધી વાત કીધી છે. સાંભળીને સાવઝ બોલ્યો છે કે

"માતાજી! તું તો સતવાળી કહેવા. હું તને કેમ ખાઉં!

*

બોળચોથ મા એને ફળ્યાં એવાં સૌને ફળજો!



# નાગ પાંચમ

[શ્રાવણ માસની અંધારી પંચમીનું આ વ્રત છે. વ્રતધારિણી તે દિવસે પાણીઆરા પર નાગનું ચિત્ર આલેખીને ઘીનો દીવો પેટાવે. પાણીની ધારાવાડી દઇને પછી બાજરો, કુલેર, વગેરે વસ્તુનું નૈવેદ્ય ધરાવે. પોતે આગલા દિવસનું રાંધેલું બાજરાનું ઠંડું અન્ન જમી એકટાણું કરે.]

§

ડોસો ને ડોસી હતાં. ઘરમાં સાત દીકરાનાં સાત દેરીઆં જેઠીઆં હતાં.

છ વહુઆરૂઓ માનેતી, ને સાતમી અણુમાનેતી. પીયરમાં એને કોઇ નહોતું. સાસરીયાંમાં સૌ એને તો 'નપીરી નપીરી' કહીને બોલાવે.

આખું ઘર રંગે છંગે ખાઇને ઉઠે એટલે વાંસેથી નાની વહુ તો હાંડલામાં જે વળગ્યું હોય તે ઉસરડી

ઢસરડીને ખાઇ લે. ખાઈને એકલે હાથે એક ખડકલો ભાંણું, ઉટકે.

એમ કરતાં તો સરાદના દિ' આવ્યા છે. ભેંસોનાં દૂધની રૂપાળી ખીર કરી છે.

નાની વહુને મહિના ચડતા'તા. એને બિચારીને તો ઘણાય ખીરના ભાવા થયા'તા. પણ એને ખીર કોણ આપે?

સૌએ ખાઇ પી લીધું. ને વાંસે હાંડલામાં ઉખરડા વળગ્યા રહ્યા.

ઉખરડા તો ઉખરડા! એમ સમજીને નાની વહુએ તો ઉખરડા ગળણામાં બાંધી, ગામ બહાર જઇને નિરાંતે ખાવાનો વિચાર કર્યો છે.

પાણીનું બેડું લઇને પોતે પાદર ગઇ છે. કુવે તો પાણીયારીઓનો ઘેરો વળેલો છે. વહુએ તો વિચાર કર્યો છે કે બીજે બેડે આવીને કોઇ નહિ હોય ત્યારે ખાઈશ.

એ તો એક બેડું રેડી આવી છે. એક રાફડાને થડ ઉખરડાનું ગળણું મેલ્યું છે. મેલીને પોતે ના'વા ધોવા ગઇ છે. મનમાં એમ કે ના'ઇ ધોઇને નિરાંતે ખાઉં!

બાઇ તો ના'વા ગઇ છે. ત્યાં તો વાંસેથી એક નાગણી નીકળી છે. નાગણીને ય દિ' ચડતા'તા. એને ય ઉખરડાના ભાવા થયા'તા. આવીને એ તો બધા ઉખરડા આરોગી ગઇ. આરોગીને ભોંણમાં લપાઇને બેઠી.

નાગણીના મનમાં થાય છે કે "આ ઉખરડાનું ધણી આવીને મને ગાળભેળ દેશે, તો એને ફટકાવીશ !"

ના'ઇ ધોઇને વહુ તો હરખભરી આવી છે. આવીને ઉતાવળે ઉતાવળે ગળાણું ઉઘાડે ત્યાં તો એકેય ઉખરડો ન મળે !

"અરે....રે ! નસીબમાં નો'તા તે ઘેરેય નો દીઠા ! ને આંહી લાવી તો આંહી યે નો દીઠા ! હશે બાઇ, કો'ક મારા જેવી જ દુ:ખીયારી હશે એણે ખાધા હશે ! જેણે ખાધા હોય એનું પેટ ઠરજો !"

ઝબ ! દેતી નાગણી તો ભોંણુમાંથી બહાર નીકળી. અને માનવીની વાચા કરીને નાગણી પૂછવા લાગી કે

"બાઇ બાઇ, તું કોણ છો ?"

"માતાજી, હું દુ:ખણી છું. ઓધાન રહ્યું છે. ઉખરડાના ભાવા થયા'તા. પણ ના'વા ગઇ ત્યાં મારા ઉખરડા કો'ક ખાઇ ગયું. હશે ! મારા જેવી કોઇક અભાગણી હશે. ભલે બાપડીએ ખાધા !"

"બેન, તારા ઉખરડા તો મેં જ ખાધા છે. તું જો ગાળભેળ બોલી હોત તો તો હું તને ફટકાવત. પણ તેં તો આશિષ દીધી ! હવે મને કહે, તારે શાં શાં દુ:ખ છે ?"

"માતાજી, મારે પીયર મૈયરમાં કો....ઇ ન મળે.

ઘણી ય મારી અધંરણી આવે છે. પણ ખોળા ભરનારૂં કોઇ ન મળે !"

એમ બોલી ત્યાં તો એની આંખમાં આંસુડાં આવી ગયાં.

નાગણી કહે, "દીકરી ! ફિકર રાખીશ મા. આજથી અમને જ તારાં પીયરીયાં માનજે. જો ! આ રાફડામાં અમારાં રે'ઠાણ છે. ખોળા ભરવાના થાય ત્યારે એક કંકોત્રી લખીને આ રાફડાને થડ મેલી જાજે."

નાગણી તો ધરમની મા થઇ છે.

વિસ્મે થાતી થાતી બાઇ તો ઘેરે ગઇ છે.

(૨)

ખોળો ભરવાનું મુરત થડમાં આવ્યું છે. સાસુ બોલ્યાં છે કે "નભાઇને પી'રમાં કોઇ ન મળે ! કોણ ભૂખરાત એનો ખોળો ભરતું'તું ?"

વહુ કહે, "બાઇજી, મને એક કંકોત્રી લખી આપોને !"

" અરે નભાઇ ! તારે પી'ર નથી, મૈયર નથી. ને કોને કંકોત્રી આપવી છે ?"

"મારે છેટેનાં એક સગાં છે, એને મોકલીશ. આપોને !"

"જો તો ! ગાલાવેલી જ છે ને !"

ત્યાં વળી એક પાડોશણ બોલી કે, "બાઇ, આપોને એક કાગળની કટકી ! તમારૂં એમાં શું જાય છે?"

કંકોત્રી લઇને બાઇ તો પાદર જાય છે. જઇને રાફડાને થડ કંકોત્રી મેલી આવે છે.

ખોળો ભરવાનો દિ' આવ્યો. જેઠાણીઓ અને સાસુ તો દાઝવા મંડયાં છે કે, એ હમણાં નાની વહુનાં ઘેરા એક પીયરીયાં આવશે ! પટારા ભરીને લૂગડાં લાવશે ! ઝટ ચૂલે હાંડલાં ચડાવો ! લાપસીનાં આંધણ મેલો !

એમ કરે છે ત્યાં તો લાલ લાલ પાઘડી બાંધીને મોટા મુંગલ પઠાણ જેવા મહેમાન હાલ્યા આવે છે. હારે કોઇ ગરાસણી હોય એવી બાઇ છે. નાની વહુએ તરત નાગણી માતાને ઓળખી કાઢી છે. સાસરીયાં તો હોઠે આંગળી મેલીને વાતો કરવા મંડયાં કે

આહાહા ! કયાંથી આ નપીરીનું પીયર જાગ્યું ? આ નાગરડા કયાંથી આવ્યા ?

ભલે આવ્યા ! ભલે આવ્યા ! વહુનાં પીયરીયાં

ભલે આવ્યાં ! એમ થઇ રહ્યું છે. લાપસીની દેગો ચડી ગઇ છે.

ત્યાં તો સામે ઓરડેથી નાગણી માએ બાઇને બોલાવીને કાનમાં કીધું કે " દીકરી, રાંધ્યા ચીંધ્યાની ના પાડજે હો કે ! " કઢેલાં દૂધનાં કૂંડાં ભરીને આ ઓરડામાં મેલી દેજે. ઓરડો વાસીને અમે પી લેશું. અમે નાગલોક, છીએ એટલે અનાજ અમથી ખવાય નહિ. "

વહુ તો સાસુ પાસે ગઈ છે. કહે છે કે " કાંઈ રાંધશો ચીંધશો મા. મારાં પીરીયાં તો દૂધાધારી છે. કઢેલાં દૂધ જ પીશે ! "

ખાવાની વેળા થઇ છે. કઢેલાં દૂધનાં કુંડાં બીજા ઓરડામાં મેલ્યાં છે. ઓરડો તો વાસી દીધો છે. મહેમાનોએ તો સડપ ! દેતા નાગનાં ખોળીઆં ધારણ કરીને કુંડામાં મોઢાં માંડયાં છે. ઘડીક વારમાં તો કઢેલાં દૂધ ચસકાવી ગયાં છે.

દીકરીનો તો ખોળો ભર્યો છે. હીર ચીર અને સોનાંરૂપાં દેવામાં કાંઇ મણા નથી રાખી. સાસરીયાં તો થડક થઇ ગયાં છે. ઓહોહો ! વહુને તો બહુ લાવ્યા ! બહુ લાવ્યા ! બહુ પહેરામણી લાવ્યા !

મહેમાન કહે કે " હવે અમને શીખ આપો. અને અમારી બે'નને સુવાવડ સારૂ મોકલો. "

"હું....અં....ને માડી! તેડી જાવને! મેં'થી કાંઈ ના પડાય! સૂઝે એમ તોય આ તો ઝેરણાનું આણું!"

"અને કોઈને તેડવા મોકલશો મા. અમે આવીને અમારી બે'નને પાછી મેલી જાશું."

વહુને તો સાસરીયાં વળોટાવવા હાલ્યાં છે. હવે પાછા વળો! એમ કહીને મહેમાને વેવાઈઓને પાછા વાળ્યાછે. હાલતાં હાલતાં રાફડો થડમાં આવ્યો એટલે નાગ–લોકોએ કહ્યું કે "જો બે'ન! તું બ્હીશ મા. અમે અમારૂં અસલ રૂપ લઈએ છીએ. રાફડાના ભોંણમાં તું યે અમારી વાંસે વાંસે હાલી આવજે."

બહેને તો કહ્યું કે, "સારૂં ભાઈ."

સૌએ નાગનાં રૂપ લઈ લીધાં છે. સળ....ક દઈને સૌ ભોંણમા પેસી ગયાં છે. બાઈ પણ વાંસોવાંસ વહી ગઈ છે.

માલીકોર જાય ત્યાં તો ધતૂરાના ફુલ જેવા રૂડા ઓરડા! પાતાળમાં રૂપાળી હીંડોળા ખાટ! નાગણી મા કીચડક! કીચડૂક! ખાટે હીંચકી રહ્યાં છે. ગાદી તકીએ મોટી મોટી મૂછો વાળા મણિધર નાગદેવતા બેઠા છે.

નાગદેવતાએ તો બાઈને દીકરી કરીને પાતાળમાં રાખી છે. બાઈ તો સોનારૂપાને હીંડોળે હીંચકે છે. માવતર તો દીકરીને અછો અછો વાનાં કરે છે.

એમાં નાગણીને છોરૂનો સમો થયો છે. નાગણી માએ બાઈને કીધું કે "જો બે'ન, તું બ્હીશ મા. અમે કહે-વાઈએ નાગલોક. જો નાગનાં જણ્યાં જન્મે એટલાં જીવે તો તો ધરતી માથે માનવીને પગ મેલવા ન દે. એટલે અમે તો જણતાં જાઈએ ને ખાતાં જાઈએ. તું દીવો લઈને ઉભી રહે. જોજે હો, બ્હીશ નહિ."

કોડીયું લઈને બાઈ તો ઉભી રહી છે નાગણી તો જણતી જાય છે ને બચ્ચાં ખાતી જાય છે. જણતી જાય છે ને ખાતી જાય છે!

બાઈને તો આ જોઈને ચીતરી ચડી છે. એનો તો હાથ થથર્યો છે. દીવો હાથમાંથી વછૂટી ગયો છે. અંધારે અંધારે બે પરડકાં ભાગી છૂટયાં છે.

નવ મહિના થયા એટલે તો બાઈનેય દેવના ચક્કર જેવો દીકરો અવતર્યો છે. દીકરો તો અહાડે ઉઝર્યો જાય છે.

દીકરો ભાખોડીયાંભર હાલવા શીખ્યો એટલે બાઈએ તો નાગણુ માની પાસે રજા માગી કે

"મા, હવે મને મારે ઘેરે પોગાડો."

નાગણુ માએ તો તૂટી પડે એટલાં ઘરાણું દીધાં છે. સાંકળાં, પોલરીયાં, હાંસડી, થોડીયું, ગોદડાં, ગોદડી! બધું દઈ દઈને એને તો ધરવ કરાવી દીધો છે.

નાગણુ બોલી, "લે બેટા, તારા દાદા બેઠા છે એના મોઢામાં હાથ નાખ. બી'શ મા. નહિ કરડે."

બાઇએ તો બ્હીતાં બ્હીતાં નાગના મોઢામાં હાથ નાખ્યો. કોણી સુધી નાખ્યો ત્યાં તો બ્હીને પાછોકાઢી લીધો છે. જુવે ત્યાં કોણી સુધી સોનાનો ચૂડો થઇ ગયેલો !

"હવે બીજો હાથ નાખ."

બીજો હાથ તો બાઇએ ઠેઠ ખંભા સુધી નાખ્યો છે. ખંભા સુધી હેમનો ચૂડો થઇ ગયો છે.

બે ભાઇ જઇને બે'નને સાસરીયાના પાદર સુધી મેલી આવ્યા છે.

ઘેરે જાય ત્યાં તો, નાની વહુ આવ્યાં ! નાની વહુ આવ્યાં ! ઘણું ઘરાણું લાવ્યાં ! ઘણું ઘરાણું લાવ્યાં ! એમ કરતાં સૌ સાસરીયાંએ ઘેરો વળીને મા-દીકરાને વીંટી લીધેલ છે.

કોઇને ખબર નથી કે વહુનાં પીયરીયાં કયે ગામ છે.

(૩)

બાઇનો બેટડો તો મોટો થયો છે. એક વાર જેઠાણી દળણું કરે છે. એમાંથી છોકરો મૂઠી ભરી ભરીને જવ ઉડાડવા મંડયો છે.

બરો કરીને જેઠાણી બોલ્યાં કે, "રે'વા દે ભા! તારા મામા લોંઠકા છે, તે સોનાના જવ પૂરશે! અમારા ગરીબ માણસના જવ શીદ ઉડાડછ બાપુ!"

બાઇને તો મેણું વસમું લાગ્યું છે. રાફડે જઇને એ તો રોઇ છે, ત્યાં તો જવની પોઠો ને પોઠો હલકે છે. સાસરીયાંનાં ભોંઠામણનો તો પાર નથી રહ્યો.

એક વાર દીકરે દૂધની ત્રાંબડીને ઝાલક મારી એટલે જેઠાણીએ મેણું માર્યું છે કે

"રે'વા દે ભા! તારાં મોસાળીયાં બહુ લોંઠકાં છે ને, તે આખું ધામેણું મોકલશે. અમારી ગરીબ માણસની ભેંસનું દૂધ ઝલકાવવું રે'વા દે બાપુ!"

વળી પાછી બાઈ તો રાફડે જઇને રોઇ પડી છે. માલીપાથી નાગણ મા નીકળે છે. કહ્યું કે "જા, પાછું વાળી જોઇશ મા; વાદીને છાશ આપીશ મા; નાગેલ! નાગેલ! કરજે, એટલે ધામેણું વાંસે હાલ્યું આવશે."

નાગેલ! નાગેલ! કરતી બાઈ તો હાલી નીકળી છે. વાંસે ભેં! ભેં! ભુંભાડ કરતું ભેંસોનું ધણ હાલ્યું આવે છે.

ઘેર જઇને બાઈ બોલી "બાઇજી! બાઇજી! વંડો વાળજો!"

સાસરીયાં તો બા'ર નીકળીને જુએ ત્યાં તો ઓહોહો! કુંઢી ને કુંઢી! કપાળમાં ધોળાં ટીલાં! એવી ભેંસોનું ધામેણું ઉભું છે!"

(૪)

હવે રાફડામાં શું થયું? નાગણુ માનાં બે પરડકાં બાંડાં થઇ ગયાં'તાં, એ બે ય રમવા જાય તો કોઇ એને રમાડે નહિ. સૌ કહે કે

"ચાલ્ય એલા ખાંડીયા, તને નહિ રમાડું!

"ચાલ્ય એલા બાંડીયા તને નહિ રમાડું?"

બેય ભાઇ મા પાસે આવ્યાં છે. આવીને પૂછે છે કે "મા! મા! બોલ, અમને ખાંડીયાં બાંડીયાં કોણે કર્યાં?"

"બેટાઓ! આપણે મરતલોકમાં એક બે'ન છે. તમે અવતર્યાં ત્યારે એના હાથમાંથી દીવો પડી ગયો'તો; એટલે તમે ખાંડીયાં બાંડીયાં થઇ ગયાં!'

"તો તો અમે બેય જઇને એને કરડશું."

"અરર! બેટા! બે'નને કરડાય? ઇ તો આશિષ આપે એવી બે'ન છે."

"જો આશિષ દેશે, તો તો અમે સાડલો કાપડું કરીને આવશું. ને જો ગાળ દેશે તો કરડીને આવશું."

બેય ભાઇ તો બે'નને ઘેરે ગયા છે. સાંજ ટાણું થયું છે. એક સંતાણું ઉંબરમાં ને એક સંતાણું પાણીઆરે. બેય કહે છે કે "આંહી આવે ત્યારે ટસકાવીએ !"

બે'ન તો ઉંબરામાં આવી ત્યાં ઠ....સૂક દેતી ઠેસ વાગી. તરત બે'ન બોલી કે

ખમ્મા મારાં ખાંડીયાં બાંડીયાં વીર !
મારાં નપીરીનાં પીર !
શેષનાગ બાપ ને નાગણ મા !
જેણે પૂર્યાં હીર ને ચીર !

સાંભળીને ખાંડીઆના મનમાં થયું કે "વાહ ! આ બે'ન તો આશિષ દે છે. એને તે કાંઇ કરડાય !"

બે'ન તો પાણીઆરે ગઇ છે. ત્યાં વળી એને ઠ....સૂક દેતી ઠેસ આવી છે. વળી પાછી એ તો બોલી કે

ખમ્મા મારાં ખાંડીયાં બાંડીયાં વીર !
મારાં નપીરીનાં પીર !
શેષનાગ બાપ ને નાગણ મા !
જેણે પૂર્યાં હીર ! ચીર !

બાંડીયાના યે મનમાં થયું છે કે "હે ! આ બે'ન તો આશિષ આપે છે. એને તે કાંઇ કરડાય !"

બેય ભાઇ માનવીનાં સ્વરૂપ લઇને બે'નને મળ્યા છે. ભાણીઆને સોનાના સાંકળાં કરીને રાફડામાં ચાલ્યા ગયા છે.

નાગપાંચમ મા એને ફળ્યાં એવાં સહુને ફળજો !





# શીતળા સાતમની વાત

દેરાણી જેઠાણી હતી.

શ્રાવણ માસ આવ્યો છે. અંધારી છઠ આવી છે. દેરાણીએ તો આખો દિ' રાંધ રાંધ કર્યું છે. સાંજ પડી ત્યાં તો એ થાકીને લોથપોથ થઇ ગઇ . રાતે ને રાતે શીતળા સાતમના ચુલા ઠારવાના છે.

લેને થોડીકવાર દીકરાને ધવરાવી લઉં. પછી ચુલો ઠારી લઇશ: એમ વિચારીને દેરાણીએ તો દીકરાને ખોળામાં લીધો છે. બાઇ તો થાકી પાકી હતી એટલે એને તો ઝોલાં આવ્યાં . ધવરાવતાં ધવરાવતાં એની તો આંખ મળી ગઇ છે. ચુલામાં તો બળતા અંગારા રહી ગયા છે.

અધસત થઇ ત્યાં તો શીતળા માતા આવ્યાં છે. આવીને જ્યાં ચુલામાં આળોટવા જાય ત્યાં તો માતાજી આખે ડીલ દાઝયાં છે.

નિસાસો નાખીને માતાજી તો ચાલ્યાં ગયાં છે.

સવાર પડયું ને જ્યાં બાઇ જુવે ત્યાં તો પડખામાં છોકરો શીંગડું થઇને પડયો છે. માતાજીના નિસાસા લાગ્યા છે.

છોકરાનું મડદું લઇને બાઇ તો ચાલી નીકળી છે. ચાલતી ચાલતી એ તો માતાજીને ગોતે છે.

હાલતી હાલતી જાય છે; ત્યાં તો ગોંદરે ગાય મળી છે. ગાય કહે કે, "બાઇ બાઇ તું કયાં જાછ ?"

"જાઉં છું તો શીતળા માતાને ગોતવા. મારો છોકરો ભડથું થઇ ગયો છે."

"ત્યારે તો બાઈ, મારો યે સંદેશો લેતી જાઇશ ? મારૂં કોઇ ધણી ધોરી કાં નહિ ? આ વાછડો મારાં આંચળ કરડી જાય છે."

"સારૂ જ તો બાઇ !"

એમ કહીને બાઇ તો હાલી જાય છે. બાઇને તો નદી મળી છે. નદી કહે કે

"બાઇ બાઇ જરાક મારો સંદેશો લેતી જા ને."

બાઇએ તો વાંકી વળીને નદીનો ઓવાળ કાઢયો છે. નદીનાં પાણી તો વ્હેતાં થયાં છે. ત્યાંથી હાલતી હાલતી બાઇ આગળ જાય છે, ત્યાં તો એક કઠીઆરો પીપળો કાપે છે. ભાળીને બાઇ બોલી છે કે

"અરે ભાઇ, આજ શીતળા માતાનું પરબ, ને તું પીપળો કાપછ? એના કરતાં. બાવળ કાપ ને!"

એમ કહીને બાઇએ તો કઠીઆરાને પીપળેથી ઉતારી બાવળે બેસાડયો છે ને પોતે હાલતી થાય છે.

રસ્તામાં બાઇને તો બે તળાવડી મળી છે. બેય તળાવડીઓ સેંજળ ભરી છે. આનું પાણી આમાં જાય છે ને આનુંપાણી આમાં જાય છે. સામ સામાં બેયનાં પાણી ઠલવાય છે. પણ કોઇ પંખીડું ય એનું પાણી બોટતું નથી.

તળાવડીઓ પૂછે છે કે "બાઇ બાઇ બે'ન! તું કયાં જાછ?"

બાઇ તો કહે કે "મારો છોકરો ભડથું થઇ ગયો છે. તે હું શીતળા માતાને ગોતવા જાઉં છું."

"ત્યારે તો બાઇ બે'ન અમારો યે સંદેશો શીતળા માને પૂછતી આવીશ? અમે તે આવાં શાં પાપ કર્યાં હશે કે આ અમારાં મોતી જેવાં પાણી ભર્યાં છે' તો ય

એમાંથી કોઇ છાપવું યે પીતું નથી ? કોઇ પંખીડું ય ક્યાં ચાંચ બોળતું નથી ?"

"સારૂં જ તો બે'ન, પૂછતી આવીશ."

એટલું કહીને બાઇ તો આગળ ચાલી છે. ચાલતાં ચાલતાં માર્ગે એક મગરમચ્છ પડયો છે. મગરમચ્છ તો વેળુમાં પડયો પડયો લોચે છે. એના જીવને તો કયાંય ગોઠતું નથી. બાઇને ભાળીને મગરમચ્છ પણ બોલ્યો છે કે

"બાઇ બાઇ બે'ન, તું કયાં જાછ ?"

બાઇ કહે "હું તો શીતળા માને ગોતવા જાઉં છું. મારો તો છોકરો ભડથું થઇ ગયો છે."

"ત્યારે તો બાઇ, મારો યે સંદેશો પૂછતી આવજે ને ! મેં તો ઓલે ભવ આવાં શાં પાપ કર્યાં હશે કે હું આ વેળુમાં લોચ્ચાજ કરૂં છું ? મારા જીવને કયાંય ઝંપ કેમ નથી વળતો ?"

"સારૂં જ તો બાઇ, પૂછતી જ આવીશ !"

એમ કહીને બાઇ તો આગળ હાલી જાય છે. હાલતાં હાલતાં એને તો એક સાંઢડી મળી છે. સાંઢડીને ગળે તો ઘંટીનું પડ બાંધ્યું છે. બાઇને ભાળીને સાંઢડી તો પૂછે છે કે

"બાઇ બાઇ બે'ન, તું કયાં જાછ ?"

બાઇ તો કહે છે. કે, "બે'ન, હું શીતળા માને ગોતવા જાઉં છું. મારો તો છોકરો ભડથું થઇ ગયો છે."

"ત્યારે તો બાઇ, મારોયે સંદેશો પૂછતી આવીશ? મેં તે ઓલે ભવ શાં પાપ કર્યાં હશે, કે મારે ગળે આ ઘંટીનું પડ બંધાણું છે? ને હું બાર ગાઉમાં રખડું છું તોય મારો કોઇ ધણી ધોરી કાં ન મળે?"

"સારૂં જ તો બે'ન!" એમ કહીને બાઇ તો આગળ ચાલી છે. જાતાં જાતાં એને તો એક આંબો મળ્યો છે. આંબો તો પુછે છે કે "બાઇ બાઇ બે'ન તું કયાં જાછ!"

"હું તો જાઉં છું શીતળામાને ગોતવા."

"ત્યારે તો બાઇ, મારોયે સંદેશો પૂછતી આવજે ને! આ મારૂં સવા સવા શેરનું ફળ: નાળીએર નાળીએર જેવડી કેરીઓ ટીંગાય; તોય એની ચીર પણ કોઇ ચાખે નહિ. એવાં તે મારાં શાં પાપ હશે?"

"સારૂં જ તો બાઇ. તારો સંદેશો ય પૂછતી આવીશ."

વળી આગળ જાય ત્યાં તો માર્ગે બે પાડા વઢે છે. કોઇથી છોડાવ્યા છુટે જ નહિ. વઢતા વઢતા લોહીઆણ થઇ ગયા છે. પાડા કહે છે કે

"બાઇ બાઇ બે'ન અમારોય સંદેશો શીતળામાને પૂછતી આવજે ને! અમે તે ઓલે ભવ શાં પાપ

કર્યાં હશે કે બારે બપોર ને બત્રીસ ઘડી બાધ્યાજ કરીએ છીએ ?"

"સારૂં બાઇ !"

એમ કહીને બાઇ તો હાલી જાય છે. ત્યાં તો ઓરડીને થડ શીતળા માતા પડયાં પડયાં લોચે છે. માતાજી પૂછે છે કે

"બાઇ બાઇ બે'ન, કયાં જાછ ?"

"હું તો જાઉંછું શીતળામાને ગોતવા. મારો તો છોકરો ભડથું થઇ ગયો છે."

"બાઇ, શીતળાને તું દીઠે ઓળખ ! કે ત્રૂઠયે ?"

"ના રે બાઇ, દીઠયે ન ઓળખું ત્રૂઠયે ઓળખું."

"ત્યારે બાઇ મારૂં માથું જોતી જા ને ?"

"હયોને માડી, મારે તો મોડા ભેળું મોડું !"

"લાવ તારો છોકરો મારા ખોળામાં."

માતાજીએ તો છોકરાને પોતાના ખોળામાં લીધો છે. બાઇ તો શીતળા માનું માથું જોવા મંડી છે. જેમ જેમ માથું જોવે છે, તેમ તેમ તો માતાજીને માથે ઠારક વળતી જાય છે. તેમ તેમ છોકરો પણ સળવળતો જાય છે. માથું જોવાઈ રહ્યું એટલે માતાજી એ તો કહ્યું છે કે

"બે'ન, તારૂં પેટ ઠરજો! આ લે હવે આ છોકરાને ધવરાવ.

જ્યાં બાઇ છોકરાને હાથમાં લે ત્યાં તો છોકરો સજીવન દેખ્યો છે.

આ તો શીતળા માતા પોતે જ લાગે છે એમ સમજીને બાઇ તો પગે પડી છે. બે તલાવડીનો સંદેશો પૂછ્યો છે.

માતાજી બોલ્યાં કે : એ બે ય જણીઓ ઓલ્યે ભવ દેરાણી જેઠાણી હતી; અને ઘેર તો દૂઝાણું વાઝાણું હતાં. તો ય બેય જણી ખાટી છાસ મોળી છાસ ભેળવીને પાડોશીને દેતી. એટલે આ ભવ તળાવડીયું સરજી છે. પણ એનાં કોઇ પાણી ચાખતું ય નથી. હવે તું જઇને છાપવું ભરી એનું પાણી પીજે એટલે સહુ પીવા માંડશે.

બાઇએ તો મગરમચ્છનો સંદેશો પૂછ્યો છે.

માતાજી તો બોલ્યાં છે કે "ઇ હતો ઓલે ભવ વેદવાન બામણ : ચારે વેદ મોઢે કર્યા'તા. પણ એણે કોઇને વેદ સંભળાવ્યા નહિ. એટલે આ ભવ મરીને મગરમચ્છ સરજ્યો છે. વિદ્યા કોઠામાં સમાઇ જઇને સડસડે છે. એટલે એ પડ્યો પડ્યો લોચે છે. હવે તું

જઇને એના કાનમાં વેણુ કહેજે. એટલે એ લોચતો મટી જાશે."

બાઇએ તો ઘંટીના પડવાળી સાંઢડીનો સંદેશો કહ્યો છે.

માતાજી તો બોલ્યાં છે "ઇ હુતી ઓલે ભવ એક બાયડી. એને ઘેરે ઘંટી હુતી. પણુ કોઇને ઘંટીએ દળવા દેતી નહોતી. એટલે મરીને સાંઢડી સરજી છે. ઘંટીનું પડ ગળે બાંધ્યું છે. ને બાર ગાઉમાં ભમ્યા કરે છે. હવે તું જઇને એને હાથ અડાડજે. એટલે ઘંટીનું પડ વછૂટી જાશે."

બાઇએ તો આંબાની વાત પૂછી છે.

માતાજી તો બોલ્યા છે કે "ઇ આંબો ઓલે ભવ વાંઝીયો હતો. બહુ માયાવાળો હતો. પણુ બેન્યુ દીકરીયુંને કાંઇ દીધું નહિ, એટલે આ ભવ મરીને આંબો સરજ્યો છે, ને એનાં ફળ કોઇ ખાતું નથી. હવે તું જઇને એની ચીર ચાખજે. એની હેઠળથી માયાના સાત ચરૂ કાઢી લેજે. એટલે સહુ એની કેરીયું ખાશે."

બાઇએ તો બે પાડાની વાત પૂછી છે.

માતાજી કહે છે કે "ઇ બે જણા ઓલે ભવ બે પટેલ હતા. બાધી બાધીને આ ભવ બે પાડા સરજ્યા

છે. તું જઈને હાથ અડાડીશ ત્યા બેયનો છુટકબારો થઈ જશે.”

બાઇ તો માતાજીને પગે પડીને હાલી નીકળી છે. માર્ગે દૂધ જેવો દીકરો રમાડતી જાય છે.

માર્ગે પાડા મળ્યા તેને હાથ અડાડયો ત્યાં તો બેયનો છુટકબારો થઇ ગયો છે.

આગળ હાલી ત્યાં આંબો મળ્યો છે. આંબાને કહે. “ભાઇ તું જરા ઉંચો થા; એટલે તારી હેઠળથી સોનાના સાત ચરૂ કાઢી લઉં.

આંબો ઉંચો થયો છે. સોનાના સાત ચરૂ કાઢયા છે, આંબાનું ફળ ચાખ્યું છે. એટલે સૌ પંખીડાં આવીને આંબાની ડાળે બેસી જાય છે.

માયા લઇને બાઇ તો હાલી જાય છે. સામી સાંઢડી મળી છે. એને ગળે હાથ અડાડયો ત્યાં ઘંટીનું પડ વછૂટી ગયું છે.

વળી આગળ હાલી ત્યાં મગરમચ્છ પડયો પડયો લોચે છે. જઇને એના કાનમાં વેણ કીધું છે. મગરમચ્છને તો તરત કોઠામાં ટાઢક વળી છે.

વળી હાલે ત્યાં બે તળાવડી મળી છે. છાપવું ભરીને બાઇએ તો બેયનાં પાણી પીધાં છે. ત્યાં તો પશુ પંખી પણ પાણી પીતાં થયાં છે.

પાદર ગઇ ત્યાં ગાય ઉભી છે. ગાયને તો બાઇ પોતાને ઘેરે દોરી ગઇ છે.

ઘેરે જાય ત્યાં તો જેઠાણીની આંખ ફાટી ગઇ છે: અહાહાહા! નભાઇને જીવતો દીકરો: માયાની હેડચું હાલી આવે: ગા આવે: આ તે શાં કૌત્યક! એણે તો દેરાણીને વાત પૂછી છે. સાંભળીને એના મનમાં થયું છે કે ઠીક! હવે પોર સાતમ આવવા દે.

વળતે વરસ તો સાતમ આવી છે. જેઠાણીએ તો જાણી જોઇને ચુલા ઠાર્યાં નથી. માતાજીએ તો આવીને શરાપ દીધા છે, છોકરો બળીને ભડથું થઇ ગયો છે. છોકરાને ઉપાડીને જેઠાણી તો શીતળા પાસે હાલી છે.

ગોંદરે જાય ત્યાં ગા ઉભી છે. ગા કહે કે "બાઇ બાઇ કયાં જાછ?"

"જાઉં છું શીતળાને ગોતવા."

"બાઇ શીતળાને તું દીઠે ઓળખ, કે ત્રુઠયે?"

"દીઠે ઓળખું દીઠે. ત્રુઠયે વળી શું?"

"ત્યારે બાઇ મારો સંદેશો લેતી જઇશ?"

"તારો સંદેશો ને સાંઇ! જાને રાંડ નવરી! જોતી નથી? મારો છોકરો ભડથું થઈ ગયો છે."

એમ તાડૂકીને બાઇ તો હાલી જાય છે. તળાવડીને,

સાંઢડીને, મગરમચ્છને, આંબાને, સૌને એ તાહૂકીને જવાબ આપે છે. ક્યાંય એને શીતળા મા મળતાં નથી.

ચારે સીમાડા ભમીને સાંજ પડયે બાઇ તો ઘેર આવી. છોકરો તો ભડથું ને ભડથું જ રહ્યો.





# શ્રાવણીઓ સોમવાર.

[ શ્રાવણ માસના ચારે સોમવારે, પ્રભાતે, નદીતીરે, કાં કોઇ પીપળાને છાંયે, ને કાં કોઇ ફળીઆમાં વ્રતિનીઓ ટોળે વળીને બેસે છે. હાથમાં ચપટી ચપટી ચોખા રાખે છે. અને એક સ્ત્રી સુકોમળ લ્હેકાથી વાર્તા કહે છે. પ્રત્યેક વાક્યના વિરામ સાથે જ, અન્ય સ્ત્રીઓ "માદેવજી!" એટલો શબ્દ બોલી હોંકારો દે છે. વાર્તાને અંતે ચોખા ચકલાંને નાખે છે. એક જ વાર જમે છે. ચારે સોમવારની નૂડી નૂડી વાતો છે. ]

§

ઇસવર પારવતી હતાં.

ઇસવર કહે, હું તપ કરવા જાઉં. પારવતીજી કહે, હું ભેળી આવું.

" અરે પારવતીજી, એવા તે કાંઇ હઠ હોય! વનમાં તમને થાક લાગે, ભુખતરસ લાગે, ને મારા તપમાં ખામી આવે. મને કેટલી વપત પડે!"

" લઇ જાઓ તોય આવું, ને નો લઇ જાઓ તોય આવું; આવું ને આવું ! "

પારવતીજીએ તો હઠ લીધી છે, અને મહાદેવજીની સાથે ચાલતાં થયાં છે. ચાલતાં ચાલતાં એક ગામ મૂકયું છે, બીજું ગામ મૂકયું છે, અઘોર વનમાં આવ્યા છે. ત્યાં પારવતીજી કહે છે કે "મહારાજ, મને તરસ લાગી છે. મારાથી તો હવે ચલાશે નહિ."

શંકર કહે " જોયું ! મેં તમને નહોતાં વાર્યાં ? હવે હું આંહી પાણી કયાંથી લાવું ?"

પારવતીજી કહે કે " હોય તો ય લાવો, ને ન હોય તોય લાવો, લાવો ને લાવો."

મહાદેવજી તો ઝાડની ડાળે ચડયા છે. ચડીને ચારે કોર જોયું છે. આવેરા કાગડા ઉડતા જોયા છે. છેટેથી પાણી પણ તબકે છે.

" જાઓ પારવતીજી, સામે વીરડો દેખાય છે, ત્યાં જઇને ત્રણ ખોબા પાણી પીજો. ચોથો ખોબો પીશો મા. પીશો તો પસ્તાશો."

પારવતીજી તો વીરડાને માથે ગયાં છે. મોતી જેવાં રૂપાળાં પાણી ભર્યાં છે. એમાંથી એક ખોબો પીધો, બીજો ખોબો પીધો, ત્રીજો ખોબો પીધો.

તોય તરસ છીપતી નથી, પેટમાં સંતોષ વળતો.

નથી. એટલે પારવતીજીએ તો ચોથો ખોબો ભર્યો છે. ભરીને બહાર કાઢવા જાય ત્યાં તો હાથમાં કંકુની પડીકી અને નાડાછડી આવ્યાં છે. આંગળીએ તો દોરા! દોરા! અટવાઇ જાય છે.

પારવતીજીને તો કૌતક થયું છે. દોરા હાથમાંથી નીકળતા નથી. એમ ને એમ હાથ લઇને સતી શંકર પાસે આવ્યાં છે.

"જુઓ પારવતીજી, મેં તમને નહોતું કહ્યું કે ચોથો ખોબો પીશો મા!"

"હે સ્વામીનાથ, મારી ભુલ થઇ. હવે આ દોરાનું શું કરવું?"

"હવે એનું વ્રત ચલાવવું પડશે. ચાલો પડખેના ગામડામાં."

ઇસવર પારવતીજી તો ચાલ્યાં છે. એમ કરતાં તો ગામ આવ્યું છે. શંકર કહે, "હે પારવતીજી, હું આંહી પાદર બેઠો છું. તમે ગામમાં જાઓ અને દોરા આપો."

"હે મહારાજ, કેવી રીતે આપું?"

શંકરે તો પારવતીજીને દોરો આપવાની રીત શીખવી છે. લ્યો દોરા! લ્યો મા'દેવજીના દોરા! એમ બોલતાં બોલતાં સતી ગામમાં જાય છે. ગામને પાદર કુંભારવાડો છે. સામું જ એક કુંભારનું ઘર છે. કુંભ-

રામાં કુંભારણ બેઠી છે. કુંભારણ પૂછે છે કે “બાઈ બાઈ, શેના દોરા છે! દોરા લીધે શું થાય?”

“દોરા તો માહદેવજીના છે. દોરા લીધે નોધનીઆંને ધન થાય, વાંઝીયાંને પૂતર થાય, મંછા વાંછા પૂરી થાય. માહદેવજી સૌ સારાં વાનાં કરે.”

“ના રે બાઈ, મારે દોરા નથી લેવા. મારે તો બધુંય છે. સામે ઓરડે જા, મારી શોકય રે' છે. ઈ કામણ ટુંમણ કરે છે, દોરા ધાગા કરે છે. જા, ઇ તારા દોરા લેશે.”

“દોરા લ્યો દોરા! માહદેવજીના દોરા લ્યો દોરા!” એમ સાદ પાડતાં પાડતાં પારવતીજી સામે ઓરડે જાય છે. ત્યાં કુંભારની અણમાનીતી વહુ બેઠી છે. એણે તો પૂછયું કે “બાઇ બાઇ બે'ન, શેના દોરા આપછ? ઇ દોરા લીધે શું થાય?”

“દોરા તો છે માહદેવજીના. ઇ લીધે નોધનીઆંને ધન થાય, વાંઝીયાંને પુતર થાય, માહદેવજી મછા વાંછા પૂરી કરે. સૌ સારાં વાનાં થાય. દોરાનાં તો વ્રત લેવાય.”

કુંભારણ તો પૂછે છે કે “બાઇ બાઇ, વ્રત કહે, વ્રતની વિધિ કહે.”

“શ્રાવણ માસ આવે, અંજવાળીયું પખવાડીયું આવે, ચારે સરે ચારે ગાંઠે દોરા લેજે, નરણાં ભુખ્યાં વાર્તા કરજે; વાર્તા ન કરીએ તો અપવાસ પડે.”

"બાઈ બાઈ, વ્રત કહે, વ્રતનું ઉજવણું કહે."

"કારતક માસ આવે, અજવાળીયું પખવાડીયું આવે, વ્રતનું ઉજવણું કરજે. શેર ઘી : શેર ગોળ : ચાર શેર લોટ : છ શેરના ચાર મોદક કરજે. એમાંથી એક મોદક માહેવજી જઇને મેલજે."

બાઇએ તો દોરો લીધો છે. વ્રત કરવા માંડ્યાં છે. ત્યાં તો ધણી ઘેરે નહોતો આવતો તે આવતો થયો છે, બાઇને તો ઓધાન રહ્યું છે, નવમે માસે દૂધમલ દીકરો આવ્યો છે. દીકરો તો દિ'એ ન વધે એટલો રાતે વધે છે, અને રાતે ન વધે એટલો દિ'એ વધે છે. એ તો અદાડે ઉઝર્યો જાય છે.

એમ કરતાં તો દોરાનું ઉજવણું આવ્યું છે. મા દીકરાને કહે કે "જા ભાઇ, સામે ચાકડે તારો બાપ બેઠા છે, તાંસળી લઇને જા ભાઇ, તે તને ઘી ગોળ અપાવશે."

બાપે તો દીકરાને ઘી ગોળ અપાવ્યાં છે. બાઇએ તો લાડવા કર્યા છે. એક લાડવો દીકરાને આપીને કહે છે કે "જા, જઇને માહેવજીને મૂકી આવ."

દીકરો તો તાંસળીમાં લાડવો લઇને માહેવજી પાસે જાય છે. ઉભો ઉભો કહે છે કે "લે માહેવ લાડવો, લે માહેવ લાડવો!"

પૂજારી તો હસીને કહે છે કે "મુરખા રે મુરખા!

માદેવજી કાંઈ હાથોહાથ લાડવો થોડો લેવાના હતા! સહુ આ ચરૂમાં મૂકી જાય છે તેમ તું પણ મૂકી જા."

"ના, ના, મારો લાડવો તો માદેવ હાથોહાથ લેશે તો જ દેવો છે. નીકર હું લાડવો પાછો લઈ જઈશ."

ત્યાં તો માદેવજીએ હાથ કાઢીને હાથોહાથ લાડવો લીધો છે. પૂજારીઓ તો વિસ્મે થઇ ગયા છે. અહોહોહો! આપણે તો પૂજા કરી કરીને થાકયા. તોં ય માદેવે દર્શન ન દીધાં. અને આ કુંભારના છોકરાના હાથનો લાડવો તો હાથોહાથ લીધો!

છોકરો તો પાછો જાય છે. સામા ઘરના ઉંબરમાં તો અપર મા બેઠી છે.

આવને દીકરા! કહીને અપર માએ તો છોકરાને બોલાવ્યો છે. ઘરમાં લઇ જઇ, કચરડી મચરડી, નીંભાડાનાં માટલાંમાં ભંડારી દઇ, નીંભાડો તો સળગાવ્યો છે.

મા તો ઘેરે વાટ જોઇ રહી છે. દીકરો હમણાં આવશે! હમણાં આવશે! પણ દીકરો તો આવતો નથી. નાનકડું ગામ હતું તે મા ઘરે ઘર જોઈ વળી છે. નદી પાદર અને વાવ કૂવા પણ તપાસ્યાં છે. તો ય દીકરો તો કયાંય જડતો નથી.

"હશે જીવ! જેણે દીધો'તો એણે જ પાછો લઇ લીધો હશે! મારે તો કયાં કાંઇ હતું જ તે! હશે!"

એમ કહીને માએ તો ઉંડો નિસાસો નાખ્યો છે. ઉંબરનું ઓશીકું કરીને સૂતી છે. ભુખે દુઃખે એની તો આંખ મળી ગઇ છે, ત્યાં તો માદેવજી સ્વપનામાં આવ્યા છે.

" બાઇ બાઇ બેન, સૂતી છો કે જાગછ ? "

" અરે માદેવજી, સુવું તે શે સુખે ? તમે મારો દીકરો લઇ લીધો ને ! "

માદેવજી કહે "હું દીકરો દઉં નહિ, ને દઉં તો પાછો લઉં નહિ. જા, તારી શોકયે નીંભાડામાં સંતાડયો છે. "

બાઇની તો આંખ ઉઘડી ગઇ છે. નીંદરમાંથી બાઇ તો ઝબકી ઉઠી છે.

"અરેરે આ શું કૌતક ! ના રે ના, ઇ તો અભાગીઓ જીવ ઉધામે ચડયો છે."

વળી પાછી બાઇની તો આંખ મળી ગઇ છે. વળી પાછા માદેવજી સ્વપનામાં આવ્યા છે અને પૂછે છે કે

"બાઇ બાઇ બેન, સૂતી છો કે જાગછ !"

"અરે માદેવજી, સૂવું તે શે સુખે ? તમે દીધેલો તમે જ લઇ લીધો ને !"

"હું દીકરો દઉં નહિ, ને દઉં તો તો પાછો લઉં નહિ. દીકરાને તો તારી શોકયે નીંભાડામાં ભંડાર્યો છે.

સળગતા નીંભાડામાં તારો દીકરો જીવતો જાગતો બેઠો છે. જા, ઝટ ગામના રાજાને જાણ કર."

"અરે મા'દેવજી, આ વાત સાચી એની એંધાણી શી !"

"ઉઠીને જોજે, તારા ખોરડા માથે સોનાને હાથે ને રૂપાને દાંતે ખંપાળી પડી હશે; આંગણે તુળસીનો લીલો કંઝાર કયારો હશે. ગોરી ગા હીંહોરા કરી રહી હશે. ઘરની વચ્ચે કંકુનો સાથીઓ હશે. ઇ એંધાણી હોય તો સમજજે કે હું માદેવ આવ્યો'તો."

બાઇએ તો ઉઠીને ખોરડા માથે સોનાને હાથે ને રૂપાને દાંતે ખંપાળી ભાળી છે, આંગણે તુળસીનો કયારો ભાળ્યો છે, હીંહોરા કરતી ગોરી ગા ભાળી છે, ઘરમાં કંકુનો સાથીઓ ભાળ્યો છે. એણે ધણીને વાત કરી છે. રાજાને જઇને ફરીઆદ કરી છે. રાજા તો બાઇની સાથે શોકયના નીંભાડા આગળ ગયા છે. રાજા તો કહે છે કે

"બાઇ બાઇ બે'ન, તારો નીંભાડો ઉખેળવા દે."

"મારો તો સવા લાખનો નીંભાડો છે. ઇ હું કેમ ઉખેળવા દઉં ?"

રાજાએ તો પોતાની આંગળીમાંથી સાચા હીરાની વીંટી કાઢી છે. વીંટી તો બાઇના હાથમાં આપીને બોલ્યા છે કે

"આ લે બાઇ, તારા સવા લાખના નીંભાડા સાટે આ અઢી લાખની મારી વીંટી આપું છું."

વીંટી આપીને રાજા તો નીંભાડો વીંખવા મંડયા છે. બીજી કોર રાંડ શોકય પણ વીંખે છે. શોકય ઉખેળે તે ઠામ ગારા કચરાનાં થઇ પડે છે ને રાજા ઉખેળે તે વાસણ ત્રાંબા પીતળનાં થઇ પડે છે. છેલ્લે તો ચાર માટલાં બાકી રહે છે.

એ માટલાં ઉખેળે ત્યાં તો માલીપા બેઠો બેઠો કુંભારનો દીકરો લાડવો ખાય છે.

બાઇને તો હેત આવ્યું છે. દીકરાને તેડી લીધો છે. એની છાતીએથી તો ધાવણની શેડ વછૂટી છે. દીકરો તો માને ધાવવા મંડયો છે.

મા પૂછેછે કે, "ભાઇ રે ભાઈ, તું કયાં ગયો'તો ?"

"મા, મા, હું તો માદેવજીના ખોળામાં બેસીને લાડવો ખાતો'તો."

માને તો હરખનાં આંસુડાં માતાં નથી. રાજાએ તો રાંડ શોકયનાં નાક ચોટલો કાપી, માથે ચુનો ચોપડી, અવળે ગધેડે બેસારી, ગામ બહાર કાઢી મૂકી છે.

મો'લમાં જઇને રાજા રાણીઓને કહે છે કે "અરેરે રાણીયું, તમે તે શું વ્રત કરશો ! વ્રત તો કર્યાં ઓલી

કુંભારણે, તે બળતા નીંભાડામાંથી રમતો જમતો દીકરો બહાર નીકળ્યો."

રાણીઓ કહે, "ચાલો ચાલો, એનાં વ્રત વધાવવા જઇએ."

રાણીઓએ તો વાજાં ને ગાજાં લીધાં છે. સોળ સાહેલીઓનો સાથ લીધો છે. મોતીનો થાળ ભરીને કુંભારણનાં વ્રત વધાવવા જાય છે.

વાજાં સાંભળીને દીકરો માને પૂછે છે કે "મા મા, આ વાજાં ક્યાં વાગે છે? ચાલ આપણે જોવા જઇએ."

મા તો દીકરાને તેડીને વાજાં જોવા જાય છે. રાણીઓને પૂછે છે કે "આ બધું શું છે?"

રાણીઓ કહે "કુંભારણનાં વ્રત વધાવવા જઇએ છીએ."

"અરે માતાજી, મારાં વ્રત તે શું વધાવશો? વધાવો ભોળા માદેવજીને, જેણે સહુ સારાં વાનાં કર્યાં."

માદેવજી એને ત્રૂઠમાન થયા એવા સહુને થાજો!





# વનડીયાની વાર્તા

[ શીતલા સાતમને દિવસે સહુ કથાઓને અંતે કહેવાય છે. ]

સાત ભાઇ વચાળે એકજ બે'ન.

બે'ન તો અખંડ કુંવારકા છે. પુરૂષ નામે દાણો ન જમે. પુરૂષની વાત મંડાય તો ઉઠીને હાલતી થાય.

સાતે ભોજાઇઓને બે'નની પથારી ઉપાડવાના વારા છે. સાતે ભોજાઇઓ નણંદને માથે તો ભારી ખેધે બળે છે.

એમાં એક સમે એવું બન્યું કે ભોજાઇ પથારી ઉપાડવા જાય ત્યાં તો પથારીમાં અબીલ ગલાલ મ્હેકી રહ્યા છે! ફુલેલ તેલ ધમકી રહ્યાં છે! ભીંતે તો તંબોળની પીચકારીઓ છંટાઇ ગઈ છે!

બીજે દિ' બીજી જાય તો એને ય અબીલ ગલાલ ને ફુલેલ તેલ ધમક્યાં છે! એને ય ભીંતે તંબોળના છાંટા ભાળ્યા છે!

ત્રીજે દિ' ત્રીજીને ય નણંદના ઓછાડમાં અબીલ ગલાલની ફોરમો આવી છે !

સાતે ય મળીને મંડી વાતો કરવા. અરરર ! માડી એના ભાઇયુંને મન નો બે'ન મોટી સતી ! જો જો સતી નો જોઇ હોય તો ! ભાઇયુંને તો કાંઇ પડાશે ! અને બે'ન બા તો રંગભીનાં થઇને રાત માણતાં લાગે છે !

નગરીમાં એક દેરૂં ચણાય છે. દેરાને માથે સોનાનું ઇંડુ ચડાવવું છે. પણ ઇંડું તો ખરી સતી હોય એનાથી જ ચડે.

રાજાની રાણીઓ આવી. એનાથી યે ઇંડુ ચડતું નથી. રાણીઓમાં યે પૂરાં સત ન મળે.

રાજાએ તો ડાંડી પીટાવી છે કે કોઇ ઇંડું ચડાવે ! કોઇ એવી સતી ! કોઇ કરતાં કોઇનાં એવાં ઉજળાં શીલ ! શું ધરતી નરાતાળ ગઇ !

હેકડાઠઠ દરબાર ભરાણો છે, બીડદાર બીડું ફેરવે છે. કોઇ દેરાનું ઇંડું ચડાવે ?

"ઇ ઇંડું તો મારી બેન ચડાવશે. લાવો બીડું."

એમ બોલીને બે'નના ભાઇએ તો કચારીનું બીડું ઝડપ્યું છે. બે'નને બોલાવવા ભાઇ તો ઘેરે ગયો છે.

સાતે ભોજાઇઓ તો માંહોમાંહે તાળીઓ દે છે.

ખડખડાટ હસે છે. બોલે છે કે "આજ બધો ય પડારો ઉતરી જાશે. આજ ઈ રાંડ સતીનાં કૂડ ઉઘાડાં પડશે."

ભાઇ તો બે'નને લઇને દેરે ગયો છે. ગામ આખું જોવા હલકયું છે.

બામણ બોલ્યો કે, "હે બાઇ, આ કાચા સૂતરના તાંતણા છે એને બાંધી છે આ ચાળણી. જો તું સાચી સતી હો તો ઇ ચાળણીએ વાવમાંથી પાણી સીંચાશે. તું સતી નહિ હો તો નહિ સીંચાય."

બે'ને તો કાચા સૂતરને તાંતણે બાંધેલી ચાળણી લીધી છે. ચાળણી તો એણે વાવમાં ઉતારી છે. એમાં પાણી ભરીને ખેંચે છે. છલોછલ ભરાઇને પાણી તો બહાર આવ્યું છે.

"લે બાઇ, હવે આ ઇંડું દેરાને માથે ચડાવી દે. તું સતી હો તો ચડશે. નહિ હો તો નહિ ચડે."

બે'ને તો ઇંડાની દોરી તાણી છે. ઇંડું તો ચડી ગયું છે. પણ ઈંડું થોડુંક વાંકું રહ્યું છે.

ઇંડું વાંકું! ઈંડું વાંકું! બાઇનાં સતમાં એબ! બાઇનાં સતમાં એબ!

એમ સહુએ રીડીયા પાડયા છે.

સૂરજ સામે હાથ જોડીને બે'ન તો બોલી છે કે 'હે ભગવાન! હું નાની હતી તે દિ' મેં એક વાછડો

તેડયો હતો. વાછડો મૂતર્યો હતો ને મારે માથે છાંટા પડયા'તા, તે વતરક હું કોઇ નાના છોકરાને પણુ અડી હોઉં તો આ ઈંડું ચડશો મા. નીકર ચડી જાજો!"

એમ કહીને બે'ને તો ટચલી આંગળી અડાડી છે. સડાક્! દેતું ઈંડું તો સીધું થઈ ગયું છે.

સતીની જે! સતી જે!

એમ સૌ મનખ્યો કહેવા મંડયો છે.

ભાઇ બે'ન ઉજમભર્યાં ઘેરે આવ્યાં છે. પણ ભોજા-ઈઓનો ખાર તો માતો નથી. ભોજાઈઓએ તો ભાઈના કાન ભંભેર્યા છે કે

"જરાક જુવો તો ખરા તમારી સતી બે'નનાં કામાં! એની પથારીમાં તો રોજ રૂડા અબીલ ગુલાલ વેરાય છે."

ભાઇએ તો બે'નની પથારી જોઈ છે. એને તો અબીલ ગુલાલની ધમક આવી છે. ભીતે તો તંબોળની પીચકારી દીઠી છે. ભાળીને ભાઇ તો વિસમ થયો છે.

રાત પડી છે. ભાઇ તો બે'નની પથારી આગળ તરવાર લઇને ઊભો છે. બે'ન બિચારી ભરનીંદરમાં પડી છે. આખે ડીલે એણે તો ઓઢેલું છે.

જ્યાં અધરાત થઇ ત્યાં તો ખાળમાંથી ભમરો નીકળ્યો છે. ભમરે માનવીનું રૂપ લીધું છે. અને

બે'નની પથારીમાં અબીલ ગુલાલ છાંટે છે. ફુલેલ તેલ ઢાળે છે. ભીંતે તંબોળની પીચકારી છાંટે છે. છાંટીને છાનોમાનો ચાલતો થાય છે.

ત્યાં તો તરવાર લઇને ભાઇ દોડયો છે. "ઉભો રે'જે પાપીઆ! બોલ, તું કોણ છો! નીકર તારા કટકા કરી નાખું."

હાથ જોડીને વનડીઓ (ભમરો) બોલ્યો:

"હું વનડીઓ દેવતા છું. તારી બે'ન મારી વાર્તા સાંભળતી નથી. મારી વાર્તા મંડાય ત્યાં એ ઉઠીને હાલતી થાય છે. તેથી એને માથે આવા આળ ચડાવું છું. પણ હવે મને છોડી દે. હવે હું કોઇ દિ' નહિ આવું."

"હવે જો કોઇ દિ' આવ્યો છો ને પાપીઆ, તો હું તારો પ્રાણ કાઢી નાખીશ."

હાથ જોડીને વનડીઓ તો ચાલ્યો ગયો છે. પાછો કોઇ દિ' આવ્યો નથી. બે'નનાં તો આળ ઉતરી ગયાં છે.

વનડીયા તું વનડીશ મા!
ભાઇની બે'નને કનડીશ મા!
કૂડાં કંલક ચડાવીશ મા!

## કાંઠા ગોર્ય

[ નદીને તીરે ગૌરીની માટીની પ્રતિમા બનાવીને સૌરાષ્ટ્રણો પૂજન કરે છે. વાર્તા–શૈલીમાં નવી ભાત પાડતી આ વાકય–રચના છે.]

§



સાસુ વહુ હતાં. દેરાણી જેઠાણી હતાં.

પુરૂષોતમ માસ આવ્યો છે. ગંગા જમના નદી કહાવે છે. આખું ગામ ના'ઇને કાંઠા–ગોર્ય પૂજે છે.

સાસુ અને નાની વહુ તો ના'વા જાય છે. મોટી વહુ તો આવતી નથી.

"ભાભીજી, ભાભીજી, હાલો ના'વા જાશું ?"

"નારે બાઇ!
મારે ઘેરે કામ છે,
મારે ઘેરે કાજ છે.
ઇ તો રાંડ કુંડીનું કામ
નવરી નિશાણીનું કામ
બાળી ભોળીનું કામ.

મારે ધણી દરબારમાંથી આવે
દીકરો નિશાળેથી આવે
દીકરી સાસરેથી આવે
વહુ પીરથી આવે
ગા' ગોંદરેથી આવે
ભેંસ સીમમાંથી આવે !

મારે તો ઘુમતું વલોણું ને ઝુલતું પારણું: કપાળમાં ટીકો ને કાખમાં કીકો: મારે વાહયે વછેરા ને પરોળે પાડા: હું તો નવરી નથી બાઇ, તું જા."

દેરાણી તો સાથ સાહેલીઓને લઇ, ગાતી ગાતી ના'વા ગઇ છે. કાંઠે કાંઠા-ગોર્ય બનાવી ગોર્યની તો પૂજા કરી છે.

એને તો ઝુલતાં પારણાં બંધાઇ ગયાં છે. ઘુમતું વલોણું ફરી રહ્યું છે. લાલ ટીલી થઇ રહી છે. હાથમાં ગગો રમી રહ્યો છે.

ભાભીજી તો છબછબ ના'યાં, ધબધબ ધોયાં.

"કાં ભાભીજી હાલ્યાં જાવ?
"ગોર્યની પૂજા કરતાં જાવ?"

"હું તો બાઇ નવરી નથી." એમ કહી, ગોર્યમાને પાટુ દઇને કેડ ભાંગે: એમ રોજ રોજ પાટુ મારે."

જ્યાં ઘેરે આવે ત્યાં તો,

ભાયડો દરબારમાં રહ્યો છે,
દીકરો દુકાને રહ્યો છે,
વહુ પીર રહી છે,
દીકરી સાસરે રહી છે,
ગા ગોંદરે રહી છે,
ભેંસ સીમમાં રહી છે.

ઘુમતું વલોણું મટી ગયું,
ઝુલતું પારણું મટી ગયું,
લાલ ટીલી મટી ગઇ,
કાખમાં ગગો મટી ગ્યો,
વાડયે વછેરા મટી ગ્યા,
પરોળે પાડા મટી ગ્યા.
ગોર્ય માના શરાપ લાગ્યા.

"બાઇ બાઇ બે'ન, હવે હું શું શું કરૂં?"

"હવે ધુપ લાવ્ય, દીપ લાવ્ય,
અબીલ લાવ્ય, ગલાલ લાવ્ય,
નિવેદ લાવ્ય, ગુલાલ લાવ્ય,

ચાલ્ય આપણે ગોર્યં માની પૂજા કરીએ.
ચાલ્ય આપણે ગોર્યં માને મનાવીએ."

એણે તો છાબડીમાં ફુલ લીધાં છે. થાળમાં કંકુ લીધાં છે. સાત શ્રીફળ લીધાં છે. સાત સાહેલી ભેગી કરી છે. ગાતી ગાતી ગોર્યંમાને પૂજવા જાય છે. સાસુને સાથે લીધાં છે.

સાસુ પૂજે તો ગોર્ય મા સવળાં થાય
ને વહુ પૂજે તો ગોર્યં મા અવળાં થાય.

"માતાજી, મારો અપરાધ માફ કરો. છોરૂ કછોરૂ થાય, માવતર કમાવતર થાય નહિ. મોભનાં પાણી નેવે ઉતરે, નેવાનાં મોભે ચડે નહિ."

ગોર્યં તો સામું જોઇને બેઠાં છે. બાઇએ તો પૂજા કરી છે. ગાજતે વાજતે ઘરે આવ્યાં છે. ત્યાં તો

ધણી દરબારમાંથી આવ્યો છે,
દીકરો નિશાળેથી આવ્યો છે,
દીકરી સાસરેથી આવી છે,
વહુ પી'રથી આવી છે.

ગા ગોંદરેથી આવી છે,
ભેંસ સીમાડેથી આવી છે.

ઘુમતું વલોણું થઇ રહ્યું છે,
ઝૂલતું પારણું થઈ રહ્યું છે,
લાલ ટીલી થઇ રહી છે,
કાખમાં ગગો થઇ રહ્યો છે,
વાડે વછેરા થઇ રહ્યા છે,
પરોળે પાડા થઇ રહ્યા છે,
હે માતાજી! સત તમારાં,
ને વ્રત અમારાં.





# પુરૂષોત્તમ માસ

[આ વાર્તા કહેવાને હ્લેકો તદ્દન જુદો જ પડી જાય છે. આરોહ અવરોહ પલટી જાય છે.]

§

ગોર ને જજમાન હતો. પુરૂષોતમ માસ આવ્યો.

ગોર ગોર, અમને પુરૂષોત્તમ માસ નવરાવો. પુરૂષોત્તમ માસ કેમ નવાય ?

સવારના પો'રમાં વે'લું ઉઠવું: ગંગા જમના નદી કહાવે છે એમાં ના'વું: નાઇ કારવીને કાંઠા ગોર્યની પૂજા કરવી: એક ટાણું ભોજન કરવું: ભોંય પથારી કરવી: પીપળાની પૂજા કરવી: તુળસીની પૂજા કરવી: દીવાનાં દર્શન કરવાં.

ગોર ગોરાણી તો નિત્ય ઉઠીને ના'ય છે. કાંઠાગોર્યની પૂજા કરે છે, પીપળાની પૂજા કરે છે. દીવાનાં

દર્શન કરે છે. એક ટાણું આહાર કરે છે. ભોંય પથારી કરે છે.

સાત કોટડીએ માયા હતી. બધી વાતે સુખ હતું. પણ ગોરાણીને પેટ જણ્યું નહોતું

ગોરાણીએ તો નિસાસો નાખીને કહ્યું કે "ઘેર નાની વહુ હોય તો કેવું સારૂં! નિરાંતે ન્હાઇએ ધોઇએ."

"અરે ગોરાણી, ગાંડાં થયાં? દીકરા વિનાની વહુ ક્યાંથી આવે!"

"આવે તોય લાવો ને ન આવે તોય લાવો. લાવો ને લાવો!"

"ઠીક ત્યારે ઢેબરાં કરી નાંખો."

ગોરાણીએ તો ઢેબરાં કરીને ભાતું બંધાવ્યું છે. ગોરે તો સોના મહોરનો ખડીચો ભર્યો છે. હાથમાં પોથી લીધી છે. લઇને ગોર તો દીકરાની વહુ ગોતવા નીકળ્યા છે.

એક ગામ મેલ્યું. બીજું ગામ મેલ્યું. ત્રીજા ગામને પાદર જાય ત્યાં તો તેવતેવડી છોકરીઓને ઘોલકી ઘોલકી રમતી ભાળી છે. એમાંથી એક છોકરી બોલી છે કે,

"બાપુ! મારી ઘોલકી કોઇ બગાડશો મા, મેં કોઇનું નથી બગાડયું."

આવી વાણી સાંભળીને ગોરના મનમાં તો થયું છે કે છોકરી કેવી ગુણીયલ લાગે છે! ગોર તો એને પૂછે છે કે

"બેટા, તું કોની દીકરી છો ?"

"હું ફલાણા પંડયાની દીકરી. ચાલો મારે ઘેરે. મારા બાપા બહાર ગયા છે."

છોકરી તો ગોરને ઘેર તેડી ગઇ છે. દાતણ ને પાણી દીધાં છે. નાવણની કુંડી દીધી છે. એણે તો કાંઇ મહેમાનગતી માંડી છે!"

છોકરીના બાપ ઘેર આવ્યા છે. મહેમાનને તો હેતે પ્રીતે હળ્યા મળ્યા છે. આવવાનું કારણ પૂછયું છે.

ગોર કહે કે "મારો દીકરો કાશીએ ભણવા ગયો છે. એને સારૂ કન્યા જોવા નીકળ્યો છું. તમારી કન્યા મારે હૈયે વસી ગઇ છે."

કન્યાના તો ત્યાં બોલ બોલાણા છે ને ચાંદલા થયા છે.

ગોર કહે "હવે વીવા પણ સાથોસાથ કરી નાખવો છે. અમારૂં ગઢપણ છે. કાયાનો કાંઇ ભરોંસો નથી. અમારે તો પુરૂષોતમ માસ નહાવો છે."

"અરે વેવાઇરાજ! વર વિના કન્યા કોની સાથે ફેરા ફરે?"

"ત્રણ ફેરા આ પોથી સાથે ફરે. ને ચોથો ફેરો દીકરો કાશીએથી ભણીને આવશે ત્યારે ફેરવી લેશું."

ચાર કળશાની ચોરી ચીતરી છે. આલા લીલા વાંસ વઢાવ્યા છે. એમ કરી ત્રણ ફેરા પોથી સાથે ફેરવ્યા છે.

ગોર તો વહુને તેડીને ચાલી નીકળ્યા છે. ઘેર આવે ત્યાં વહુનાં રૂપ ને ગુણ દેખીને સાસુ તો ગાંડાં ગાંડાં થઇ ગયાં છે.

ગામ આખામાં તો વાતો થઇ રહી છે કે "જો તો બાઇ ! દીકરા વિનાની વહુ આવી ! વાંઝીયાંને ઘેરે વહુ આવી ! કાંઇ લખમી જેવી વહુ આવી !"

વહુને તો વાસીદું વાળવા દેવાય નહિ, એટલે રોજ સવારે સાસુ વ્હેલાં વ્હેલાં ઉઠીને વાસીદું વાળી નાખે છે. પછી સાસુ સસરો નિરાંતે પુરૂષોત્તમ માસ ન્હાવા ચાલ્યાં જાય છે. પાછા આવે ત્યાં તો વહુ લખમી ભોજન રાંધીને સાસુ સસરાને જમાડે છે.

મારા સ્વામીનાથ કાશીએથી કયારે ભણીને આવે ! કયારે ભણીને આવે ! એવી વાટ જોતી વહુનો તો કયાંય આનંદ માતો નથી.

એક દિ' તો સાસુ મોડાં ઉઠયાં છે. ઝટપટ ન્હાવા ચાલ્યાં જાય છે. વાંસેથી વહુએ તો વાસીદું વાળ્યું છે. વાળીને એ તો ઉકરડે નાખવા જાય છે.

સુંડલો ઠલવીને વહુ પાછી વળે ત્યાં તો પાડોશણ બાઇઓ વાતો કરે છે કે

"જોયું બાઇયું ! દીકરા વિનાની વહુ કેવું ઘરનું કામ કરે છે ! ઓહોહો ! વાંઝીયાને ઘેર કાંઇ વહુ આવી ! કાંઇ વહુ આવી !"

પાડોશણો તો સામસામી તાળીઓ દઇને હસે છે.

સાંભળીને વહુ તો થંભી ગઇ છે. પૂછે છે કે "બાઇચું બેન્યું, આમ કેમ બોલો છો ? મારા સ્વામીનાથ તો કાશીએ ભણવા ગયા છે ને !"

"અરેરે બાઇ ! સ્વામીનાથ કેવા, ને કેવો કાશી ! એ તો વાંઝીયાં મુવાં છે. એ તો તને ભોળવીને લાવ્યાં છે !"

વહુનો તો આનંદ ઉડી ગયો છે. રાંધવા બેઠી ત્યાં દાળ દુણાઇ ગઇ છે, ચોખા કાચા રહી ગયા છે, શાક દાઝી ગયું છે, રોટલી બળી ગઇ છે. દાઝયું દવજ્યું રાંધ્યું છે. સાસુ સસરો ન્હાઇને આવ્યાં પણ વહુએ તો પોતીઆંયે લીધાં નથી. કળશા યે ભરી દીધા નથી. પાટલા યે નાખ્યા નથી ને ભાણાં યે પિરસ્યાં નથી.

ઘેર આવીને ગોર ગોરાણી જમવા બેસે ત્યાં તો રાંધણું બગડેલું જોયું. વહુના મોઢા ઉપર તો મશ ઢળેલી ભાળી.

"અરે વહુ દીકરા ! આજ અણોસરાં શેણે છો ?"

"આજ તો બાઇજી, હું વાસીદું નાખવા ગઇ'તી, ત્યાં પાડોશણ્યું હસતી'તી. મેં પૂછયું કે કેમ હસો છો? તો કહે કે તારાં સાસુ સસરાને તો દીકરો જ નથી."

"સારૂં બાપા ! જે કહેનાર હશે તેને નહિ હોય. મારે તો પુરૂષોત્તમ દીકરો કાશીએ ભણવા ગયો છે."

સાસુ સસરાએ તો વહુને રીઝવવા સાત ભંડારાની કુંચીઓ સોંપી છે. "હ્યો વહુ દીકરા! છ ભંડારા ઉઘાડજો; પણ એક સાતમો ભંડારો ઉઘાડશો મા!"

બીજે દિવસે સાસુ સસરો તો ન્હાવા જાય છે. વાંસેથી તો વહુ ભંડારા ઉઘાડે છે!

પહેલો ઓરડો ઉઘાડયોછે ત્યાં તો અન્ન વસતર દીઠાં છે.

બીજા ઓરડામાં વા વાસણ કૂસણ દીઠાં છે.

ત્રીજામાં સોનાં રૂપાં દીઠાં છે.

ચોથામાં હીરા માણેક દીઠાં છે.

પાંચમામાં નીલમ માણેક દીઠાં છે.

છઠ્ઠામાં પોખરાજ ને મોતી દીઠાં છે.

પણ સાતમો ઓરડો ઉઘાડવાની તો સાસુએ ના પાડી છે. એવું તે એમાં શું હશે? વહુનું મન તો વાર્યું રહેતું નથી. સાતમો ઓરડો ઉઘાડે ત્યાં તો આ હા હા હા! આ કોણ?

પીળાં પીતાંબર પહેર્યાં છે,<br>
લાલ આખડીએ ચડયા છે.<br>
મોર મુગટ ને છત્તર ધર્યાં છે,<br>
હાથમાં પુસ્તક ને પાનાં છે.

કંચનવરણી તો કાયા છે,
ડાબે ખંભે જનોઇ પડી છે.
કપાળે ચંદનની આડ્ય કરેલી છે,
ઘીના દીવાની જ્યોતો બળે છે.

બાઇ તો ઘુમટો કાઢીને ઉભી રહી ગઇ છે. એનાં મ્હોંમાંથી તો વાચા ફુટતી નથી.

પાટલે બેઠેલો પુરૂષ બોલે છે કે "હે સતી! તમે આંહી શું કામે આવ્યાં? શા માટે આ ઓરડો ઉઘાડયો? બીડી દો, ઝટ બીડી દો, મારાં માબાપનાં વ્રત ભાંગશે. બહાર પધારો. માબાપ આવશે અને આપણુને લજ્જા લાગશે."

બાઇ તો પૂછે છે કે "હવે કે દિ' બહાર નીકળશો! આ બાપાએ કપટ કરીને મને શીદને કહ્યું કે તમે કાશીએ ગયા છો? બોલો, હવે કે દિ' બહાર નીકળશો.?"

"જાઓ સતી! હવનને ટાણે હું બહાર નીકળીશ"

બાઇએ તો ઉજમે ઉજમે સાતે ભંડારા વાસી દીધા છે.

ફુલફુલ જેવું રાંધ્યું છે. ત્યાં તો સાસુ સસરો ઘેરે આવ્યાં છે. દોડીને બાઇએ તો પોતીયાં લીધાં છે. કળશા ભરી દીધા છે. પાટલા ઢાળી દીધા છે. ભાણાં પિરસી દીધાં છે ને રૂડી રીતે જમાડયાં જુઠાડયાં છે.

વહુને તો હરખાતી ભાળીને સાસુ સમજ્યાં કે સાત ભંડારની કુંચીઓ દીધાથી વહુ રીઝયાં છે.

એમ કરતાં કરતાં તો અમાસ આડા ચાર દિ' રહ્યા છે.

વહુ કહે છે કે "બાઇજી બાઇજી, જગન આદરો."

બાઇજી કહે, "સારૂ બાપુ, તમારી મરજી! તમારે કરવું છે ને તમારે વાવરવું છે. ભંડારની કુચીયું તો તમારી જ પાસે છે."

વહુએ તો દળાવ્યું છે, ભરડાવ્યું છે ને તૈયાર ટપકે રાંધ્યું છે.

અમાસનો દિવસ આવ્યો છે. વહુને તો સાસુએ ગામમાં નોતરાં દેવા મોકલ્યાં છે. પણ કોઇએ એનાં નોતરાં ઝીલ્યાં નથી. ગામના લોકો વાંઝીયાંના ઘરનું ખાવાની ના પાડે છે.

વહુ તો ઘેરે આવી છે. બાઇજીને વાત કરી છે. બાઇજી કહે "ઠીક ત્યારે, પીપળાને નોતરાં દઇ આવો." વહુ તો સંધાય પીપળાને નોતરાં દઇ આવી છે. એકેય પીપળાને ભૂલી નથી. બધા પીપળાએ એનાં નોતરાં ઝીલ્યાં છે.

સાંજ પડી છે. પીપળાએ તો બામણનો વેશ લીધો છે. ડોસીને ઘેર જમવા નીકળ્યા છે. પીળા પીતાંબર પહેર્યાં છે. હાથમાં લોટા લીધા છે ને સૌ પીપળા મંડપમાં આવ્યા છે.

મંડપમાં તો મનખ્યો મેળો મચી. હોમ હવન થાય છે. વેદના મંતર બોલાય છે. આખું ગામ હસે છે કે "આ વાંઝીયાં વરણીમાં દીકરો ક્યાંથી કાઢશે ?"

કોઇ કહે 'મને ખોળે બેસો!' કોઇ કહે કે 'ના, ઇ તો મને ખોળે બેસે!'

એમ કરતાં તો વખત ભરાઇ ગયો છે. વહુ-દીકરાને પધરાવવાનો સમૈયો થયો છે.

ડોશી ને ડોસો તો ઘરમાં સંતાઇ ગયા છે. કાન આડાં પૂંભડાં દીધાં છે. ગળાટુંપો ખાવાની તૈયારી કરે છે.

ત્યાં તો વહુ આવી છે કે "કાં બાઇજી, આ શું કરો છો? તમારા દીકરાને બોલાવોને!"

સાસુની આંખમાં તો આંસુડાં હાલ્યાં જાય છે. કહે છે કે "અરેરે બેટા, કોને બોલાવું ?"

વહુ કહે કે "નામ લઇને બોલાવો ને!"

"અરેરે બાપા, કોનું નામ ને કોનું ઠામ ?"

"જેનો મહિનો માવ છે એનું નામ લઇને બોલાવો ને!"

બાઇજી તો રોતાં રોતાં બોલ્યાં છે કે "બેટા પુરૂષોત્તમ!"

ત્યાં તો બારણાં ખખડવા માંડ્યાં છે.

બાઇજી ફરી વાર બોલ્યાં છે કે "બેટા પુરૂષોત્તમ!"

ત્યાં તો ભોગળ ભાંગી ગઇ છે. ચટાક! ચટાક! ચાખડી બોલી છે. અને

પીળાં પીતાંબર પેર્યાં છે,
લાલ ચાખડીએ ચડયા છે,
માથે મોર મુગટ ને છત્તર ધર્યાં છે,
લલાટમાં કેશર ચંદણની આડય છે,
મરક! મરક! હસે છે.

એવા પુરૂષોતમજી ચટકતી ચાલે આવીને મંડપમાં આવ્યા છે. બધાં ગીત ગાવા મંડયા છે.

ત્યાં તો શણગાર સજીને વહુ પણ આવ્યાં છે. છેડાછેડી બંધાણી છે. ચોથો ફેરો ફરી રહ્યા છે. ગામની બાઇડીઓ ગાય છે.

હે પુરૂષોતમ મા'રાજ, જેવી આની લાજ રાખી એવી સહુની રાખજો!





# ધરો આઠમ

[ભાદ્રપદ શુદ આઠમના વ્રતની કથા છે. ધરો નામનું ઘાસ થાય છે.]

એક રાજા હતો. રાજાને સાત રાણીઓ હતી. છ માનેતી ને એક અણુમાનેતી.

છ યે માનેતીને છોરૂ નહિ, અને અણુમાનેતીને અધરણી.

છયેને તો બાર બેધ થયા છે. નવમે મહિને સૂયાણી બોલાવી છે. કીધું છે કે "અણુમાનેતીને દીકરો આવે તો મારી નાખજે!"

છોરૂનો તો સમો થયો છે. સુયાણીએ તો રાણીની આંખે પાટા બંધાવ્યા છે. દીકરાનો તો જલમ થયો છે. મહેલ પછવાડે લીલી લીલી ધરો ઉભી'તી એમાં જઇને દીકરાને નાખી આવે છે.

રાજા પૂછે છે, "રાણીને શું આવ્યું?"

"અણમાનેતીને વળી શું આવે? સાવરણી ને સૂંથીયાં આવ્યાં!"

ગામમાં તો વાતો થવા માંડી: અરરર! રાજાની રાણીને સાવરણી ને સૂંથીયાં આવ્યાં!

છોકરો તે દેવના ચક્કર જેવો! લીલી ધરોમાં પડયો પડયો રમે છે. હાથનો અંગૂઠો ચુસે છે. છયે રાણીની નજર ગઇ છે.

રાજા આવ્યા. રાણીઓ કહે "ધરો કપાવી નાખો."

"શું કામે?"

"લીલાડું વળી શા કામનું?"

ધરોએ તો વાત સાંભળી છે. ધરોએ તો ગા'ને પૂછયું "છોકરાને સાચવીશ?"

"હા, મારા કાનમાં મેલી દે."

છોકરાને કાનમાં લઇને ગા' તો ચાલી ગઇ છે.

છયે રાણીઓએ ગા'ને જોઇ. "અરરર! છોકરો તો ગા'ના કાનમાં રમે છે. વેચી નાખો ગા'ને!"

"અરે કાંઈ ગા' વેચાય? એનું દૂધ થાય, ઘી થાય, એની તો પૂજા થાય."

"ના, વેચો તો જ હા. નીકર ના"

ગા' વાત સાંભળી ગઇ છે. ગા'એ પીપળાને પૂછયું છે છોકરાને રાખીશ?"

પીપળો કહે "હા. મારી પોલમાં મેલી દો."

દીકરો તો ફુલ જેવો પીપળાની પોલમાં રમે છે. ડાળે મધનું પોડું હતું એમાંથી દીકરાના મ્હોંમાં દિ' અને રાત મધનાં ટીપાં ઝરે છે. એ તો ઘુઘવાટા કરે છે.

છ યે રાણીઓએ તો દીકરાને રમતો દીઠો છે.

"અરરર! પીપળો તો બામણ કે'વાય. એને તે કપાવાય? એને પાણી રેડીએ, એનું તો મ્હોં જોઇએ, એને પગે લાગીએ."

"નહિ! કાપો તો જ હા, નીકર ના!"

પીપળો તો વાત સાંભળી ગયો છે. એણે તો દીકરો સુતારને સોંપ્યો છે.

સુતાર તો દીકરાને ઘેર તેડી લાવ્યો છે. સુતારણને કહે કે "લે, તારે દિ'કઢણો આવ્યો છે."

સુતારણ તો દીકરાને નવરાવે ધોવરાવે, પ્હેરાવે ઓઢાડે, ખવરાવે પીવરાવે.

દીકરાને તો કાચની નાનકી ગાડી ને કાચના નાનકા બળદીઆ કરાવી આપ્યા છે.

દીકરો તો કાચની ગાડી ને કાચના બળદીઆ હાંકતો હાંકતો નદીએ પાણી પાવા જાય છે.

ત્યાં તો ગામનો રાજા યે ઘોડે ચડીને નીકળ્યો છે. છોકરાને જોયો છે. ઇ તો રાજાનો કુંવર! ઇ તો તપેશરી! એનું તો તાલકું જ તપતું હોય ને! ઘોડો થંભાવીને રાજા જોઇ રહ્યો છે.

છોકરો તો નદીએ જઇને બોલે છે:

કાચની ગાડલી!

કાચના બળદ !

પૂંછડે પાણી !

પો ! પો !

રાજા તો વિસ્મે થઇ ગયો છે.

"એલા છોકરા, બીજી વાર બોલ તો !"

છોકરો ફરી વાર બોલ્યો છે :

કાચની ગાડલી !

કાચના બળદ !

પૂંછડે પાણી !

પો ! પો !

' એલા મુરખા ! પૂંછડે પાણી કેમ પીવે ? "

"ત્યારે રાજાની રાણી સાવરણી સૂંથીયાં કેમ જણે

સાંભળીને રાજાને તો સાંભરી આવ્યું છે.

"એલા આંહી આવ, આંહી આવ તું કોનો દીકરો

"સુતારનો."

સુતારને તેડાવ્યો. પૂછ્યું કે "દીકરો ક્યાંથી ?"

"પીપળે દીધો"

પીપળાને પૂછ્યું "તારી પાસે ક્યાંથી ?"

"ગાયે દીધો."

ગાયને પૂછ્યું "તારી પાસે ક્યાંથી ?"

"ઘરોએ દીધો."

ઘરોને પૂછ્યું "તારી પાસે ક્યાંથી ?"

"સૂયાણી મેલી ગઈ'તી."

બોલાવો રાંડ મુંડી સૂયાણીને ! બોલાવો છયે રાણી-
ઓને ! માથાં મૂંડી, ચુનો ચોપડી, અવળે ગધેડે બેસારી,
ગામ બહાર કાઢી મેલો !



